લેવ તોલ્સ્તોય

# કીડી અને કબૂતર

બોધકથા



'રાદુગા' પ્રકાશન
મોસ્કો

ચીત્રો — મિખાઈલ રોમાદિન

અનુવાદ — શ્રુતિ મહેતા

**Лев Толстой**

МУРАВЕЙ И ГОЛУБКА

**басни**

*на языке гуджарати*

**Lev Tolstoy**

THE ANT AND THE PIGEON

**fables**

*in Gujarati*



સોવિયેત સંઘમાં મુદ્રિત

ISBN 5-05-002931-7



# અનુક્રમણિકા

## ૨







## ૩

## ૪



## ૫





## ૬

# સારો પાઠ

મહાન રશિયન લેખક લેવ નિકોલાયેવિચ તોલ્સ્તોયનો જન્મ યાસ્નાયા પોલ્યાનામાં થયો હતો અને તેમની જિંદગીનાં ઘણાં વર્ષો તેમણે ત્યાં જ ગાળ્યાં હતાં. તેઓ બાળકોના બહુ શોખીન હતા અને તેમણે પોતાની જાગીરના ગુલામોનાં બાળકો માટે ઘણી વાર્તાઓ લખી હતી.

તોલ્સ્તોયે પોતાની બાળકો માટેની વાર્તાઓ 'એબીસી' અને 'રશિયન રીડર' એમ બે શીર્ષકોવાળાં પુસ્તકોમાં પ્રકાશિત કરી હતી. ઘણાં બાળકોએ આ પુસ્તકો મારફત વાંચવા-લખવાનું શીખ્યું હતું. તોલ્સ્તોયે પોતાની વાર્તાઓમાં ગ્રીક અને રોમન લોકકથાઓ તથા બીજી જાતિઓની લોકકથાઓના પોતાના તરજુમાઓ સમાવિષ્ટ કર્યા હતા. તેઓ વિશેષ કરીને ગ્રીક લેખક એઝોપ દ્વારા રચાયેલી કાલ્પનિક વાર્તાઓના રસિયા હતા.

તોલ્સ્તોયના એઝોપની કાલ્પનિક બોધવાર્તાઓના અનુવાદો કેટલીક વખત એક કહેવાનું રૂપ ધારણ કરી લે છે ('સંપૂર્ણ વિનાશ') કે લોકવાર્તા ('શિયાળવી અને તીતર'), અને કેટલીક વખત રોજિંદા જીવનથી

એકદમ સંકળાયેલી હોય છે ('બે સાથીદારો'). તેઓ કાલ્પનિક વાર્તાઓની પ્રણાલીને પોતાની માતૃભૂમિમાં લઈ આવ્યા, જ્યાં તે રશિયન કાલ્પનિક વાર્તાઓ, મહાન રશિયન લેખકની એક આગવી રચનાઓ બની.

ગ્રીક કાલ્પનિક વાર્તાઓ સામાન્ય રીતે કોઈક નૈતિક ઉપદેશ સાથે પૂરી થાય છે. તોલ્સ્તોયે પોતાની વાર્તામાં માત્ર કથાવસ્તુ અને લાક્ષણિકતાઓને જાળવી રાખીને આ અંતને પડતો મૂક્યો, એ વિશ્વાસ સાથે કે બાળકો પોતાની જાતે શોધી કાઢે કે આ વાર્તા શેના વિશે હતી અને તેમાંથી કયો નિષ્કર્ષ નીકળી શકે.

એઝોપનો પ્રામાણિકપણે અનુવાદ કરવા માટે તોલ્સ્તોયે ગ્રીક ભાષાનો અભ્યાસ કર્યો. ઘણી વાર્તાઓ એઝોપ વિષે પણ છે. કેટલાંક કહે છે તે ખુશનસીબ માણસ હતો કારણ કે તે પ્રાણીઓ અને પ્રકૃતિની ભાષા સમજી શકતો હતો. તો કેટલાંક કહે છે તે બહુ દુ:ખી હતો કારણ કે તે એક ક્સાંફ નામના શ્રીમંતનો ગુલામ હતો. પણ મહત્ત્વની વસ્તુ એ છે કે એઝોપ એક સમજદાર અને ભલો તત્ત્વચિંતક હતો. પોતાના પાત્રોની યુક્તિઓ વડે તેણે લોકોને હસતાં કરી મૂક્યાં હતાં. અને તેઓ વધારે હસતાં તેટલાં વધારે સમજદાર બનતાં.



આ પુસ્તકમાં માનવીય, દૈવી અને પ્રાણીઓ એવાં બધાં જ પ્રકારનાં પાત્રો સામાવિષ્ટ છે. પણ ભલેને તેઓ ગમે તે હોય લેખક સૌથી પહેલાં બાળકો સાથે વાત કરે છે. કદાચ આ કારણે જ તેમનાં પાત્રો કેટલીક વખત માસ્ક પહેરેલાં બાળકો જેવાં ભાસે છે. થોડી થોડી વારે માસ્ક દૂર થાય છે અને બાળકની ચમકતી આંખો બહાર ડોકાઈ આવે છે. ચિત્રકાર મિખાઈલ રોમાદીને પોતાના ચિત્રોમાં આ પાસાંને જાળવી રાખવાનું ધ્યાનમાં રાખ્યું છે.

**એડવર્ડ બાબાયેવ**









# ઘોડો અને ઘોડી

ઘોડી રાત અને દિવસ ગોચરમાં ચરતી રહેતી હતી અને જરાપણ જમીન જોતવાનું કામ ન કરતી પણ ઘોડો માત્ર રાત્રે જ ચરતો અને દિવસે જમીન જોતતો. તેથી ઘોડીએ ઘોડાને કહ્યું:

"તું શા માટે જમીન જોતે છે? જો તારી જગ્યાએ હું હોત તો હું કદાપિ ન જાત. તે મને કોરડા મારતો તો પણ હું તેને પગથી પાછો ભગાડી દેત."

બીજા દિવસે ઘોડાએ ઘોડીએ કહ્યું હતું તે પ્રમાણે કર્યું. જ્યારે માલિકે જોયું કે તે જિદ્દી થઈ ગયો હતો ત્યારે તેણે ઘોડાની જગ્યાએ ઘોડીને જમીન જોતવા માટે હળ સાથે જોડી દીધી.





## શિયાળવી અને બગલો

શિયાળવીએ બગલાને જમવા માટે આમંત્ર્યો અને એક થાળીમાં ખાવાનું પીરસ્યું. બગલો પોતાની લાંબી ચાંચ વડે કશું જ ઉપાડી ન શક્યો અને શિયાળવી પોતે બધું જ ખાઈ ગઈ. બીજી દિવસે બગલાએ શિયાળવીને આમંત્રી અને પોતાનું એક સાંકડી ગરદનવાળા જગમાં





પીરસ્યું. શિયાળવી પોતાની થૂથની જગમાં લઈ જઈ શકી નહીં પણ બગલાએ પોતાની લાંબી ગરદન તેમાં ડૂબાડી અને બધું જ પોતાની મેળે પી ગયો.



# વાંદરીનાં બચ્ચાં

એક બાંદરીને બે બચ્ચાં હતાં. તે એક બચ્ચાને વહાલ કરતી પણ બીજાને નહિ. એક દિવસ કેટલાંક લોકોએ વાંદરીનો પીછો કર્યો. તેણે પોતાના માનીતા બચ્ચાને પોતાની સાથે લીધું અને ત્યાંથી ભાગી ગઈ પણ અણમાનીતા બચ્ચાને ત્યાં જ રહેવા દીધું. અણમાનીતું બચ્ચું ઝાડીઓમાં સંતાઈ ગયું. લોકો ત્યાંથી દોડીને પસાર







થઈ ગયાં અને તેની પ્રત્યે ધ્યાન ન આપ્યું. પણ વાંદરીએ એટલી ઉતાવળમાં એક ઝાડ પર કૂદકો માર્યો કે તેનાથી પોતાના માનીતા બચ્ચાનું માથું ડાળી સાથે જોરથી અફળાયું અને તેને જ હાથે તે મરી ગયું. જ્યારે લોકો ચાલ્યાં ત્યારે વાંદરી પોતાના અણમાનીતા બચ્ચાને શોધવા ગઈ પણ તેને તે ન જડયું અને તે તદ્દન એકલી જ રહી ગઈ.





# વરુ અને ખિસકોલી

ખિસકોલી એક ડાળીએથી બીજી ડાળીએ કૂદતી હતી અને કૂદતાં સીધી ઊંઘતા વરુ પર જઈ પડી. વરુ એકદમ કૂદ્યો અને તેને ખાવા જતો હતો.

"મને જવા દે," ખિસકોલીએ વિનંતી કરી.

"ભલે," વરુએ કહ્યું. "હું તને જવા દઈશ, પણ પહેલાં મને એ કહે કે તમે ખિસકોલીઓ આટલી ખુશ કેમ હોય છો. હું હંમેશાં એકદમ દુ:ખી દુ:ખી રહું છું પણ તું તો હંમેશાં આમથી તેમ કૂદતી ને રમતી જ રહે છે."



"સૌથી પહેલાં મને ઝાડ પર જવા દે, હું તને ત્યાંથી કહીશ કારણ કે મને તારી બીક લાગે છે."

વરુએ ખિસકોલીને જવા દીધી અને તેણે ઝાડ પર કૂદીને કહ્યું: "તું એટલો દુ:ખી છે કારણ કે તું બહુ દુષ્ટ છે. તારી દુષ્ટતા તારા દિલને બાળે છે. જ્યારે અમે ખુશ છીએ કારણ કે અમે સારાં છીએ અને કદી કોઈ જીવને નુકસાન નથી પહોંચાડતા."





## ગરુડ, કાગડો અને ભરવાડ

મેદાનમાં કેટલાંક ઘેટાં ચરતાં હતાં. એકાએક એક ગરુડ ઝપાટાબંધ નીચે ઊતરી આવ્યું, તેણે પોતાના પંજા એક ઘેટાંના બચ્ચા પર માર્યા અને તેને તે લઈ ગયું. કાગડાએ આ જોયું. તેને પણ માંસ ખાવાની ઈચ્છા થઈ.

"આ તો દાબા હાથનો ખેલ છે," તેણે કહ્યું. "હું પણ તેમ કરી શક્યો હોત, વળી એનાથી વધારે સારી રીતે. ગરુડ મહા મૂરખ છે, તેણે નાનકડું બચ્ચું જ લીધું, પણ હું તો પેલું જાડુંપાડું ઘેટું પસંદ કરીશ."

કાગડાએ પોતાના પંજા ઘેટાની ખાલના રૂંવામાં માર્યા. તેણે તેને ઉપાડવાનો પ્રયત્ન કર્યો પણ તે ઉપાડી ન શક્યો. ન તો તે ઘેટાની ખાલના રૂંવામાંથી પોતાના પંજા પાછા ખેંચી શક્યો. એટલી વારમાં ભરવાડ ત્યાં આવી પહોંચ્યો. તેણે રૂંવામાંથી પંજા ખેંચી કાઢ્યા, તેને મારી નાંખ્યો અને ત્યાં જ છોડીને ચાલ્યો ગયો.





## બે પાળેલા કૂકડા અને ગરુડ

બે પાળેલા કૂકડાઓ છાણના ઢગલાની નજીક લડતા હતા. એક કૂકડો બીજા કરતાં વધારે તાકતવર હતો. તેણે બીજા કૂકડાને મારી હરાવ્યો તથા તેને છાણ પાસેથી દૂર ભગાડી દીધો. કૂકડીઓ કૂકડાની ફરતે ઘેરાઈ વળી અને તેની પ્રશંસા કરવા લાગી. કૂકડાએ પડોશના વાડામાં બધાં જ તેની તાકાત અને બહાદુરી વિષે સાંભળે તેમ ઈચ્છયું. તેથી તે ઊડીને છાપરી પર ગયો. તેણે પોતાની પાંખો ફફડાવી અને મોટેથી બૂમ પાડી કહ્યું:

"બધાં મારી તરફ જુઓ. મેં એક કૂકડાને માર્યો. આખી દુનિયામાં મારા જેટલો તાકતવર બીજો કોઈ કૂકડો નથી."

તે જ ક્ષણે એક ગરુડ ઊડી આવ્યું. તેણે કૂકડાને નીચે પછાડ્યો, તેને પોતાના પંજામાં લીધો અને તે તેને પોતાના માળામાં લઈ ગયો.

# વટેમાર્ગુઓ

એક વૃદ્ધ અને એક જુવાન સાથે સાથે ચાલી રહ્યાં હતાં. ત્યાં જ તેમણે રસ્તા પર પૈસાનો થેલો પડેલો જોયો. જુવાને તે ઉપાડીને કહ્યું: "ભગવાને મને આ શોધવા મોકલ્યો છે."

"ચાલ આપણે તેનાં ભાગ પાડી લઈએ," વૃદ્ધે કહ્યું.

"ના," જુવાને કહ્યું. "આપણે તે સાથે મળીને નથી શોધ્યો. મેં મારી જાતે તે ઉપાડયો છે."

વૃદ્ધે કંઈ જ ન કહ્યું. તેઓ થોડુંક આગળ ચાલ્યા. અચાનક તેમણે પીછો કરતાં સરસરાટ દોડતાં ઘોડાઓની ટાપોનો અવાજ અને લોકોની બૂમરાણો સાંભળી:

"કોણે પૈસાનો થેલો ચોર્યો છે?"

જુવાન એકદમ ગભરાઈ ગયો અને તેણે કહ્યુ: "કાકા, ભગવાનને પ્રાર્થના કરો આપણી શોધ આપણને સંકટમાં ન લાવી મૂકે."

"તે તારી શોધ છે, આપણી નહીં. અને સંકટ પણ તારી પર છે, આપણાં પર નહીં."

પેલાં લોકોએ જુવાનને પકડી લીધો અને શહેરમાં તેની પર કેસ ચલાવવા માટે લઈ ગયાં. જ્યારે વૃદ્ધ આરામથી પોતાને ઘેર જતો રહ્યો.







# ઉંદર, કૂકડો અને બિલાડી

નાનકડો ઉંદરડો આંગણામાં ગયો. તે ચોતરફ આંટો મારીને પાછો પોતાની માની પાસે ગયો.

"અરે મા, મેં બે પ્રાણીઓ જોયાં. એક બહુ ભયંકર હતું અને બીજું બહુ સરસ."

"મને કહે તો, તે પ્રાણીઓ કેવાં દેખાતાં હતાં," માએ કહ્યું.

"ભયંકર દેખાવવાળું પ્રાણી આંગણામાં દમામભેર ચાલી રહ્યું હતું," ઉંદરડાએ કહ્યું. "તેને કાળાં પગ, લાલ કલગી, ગોળગોળ આંખો અને હુક જેવું વાંકું નાક છે. જ્યારે હું ત્યાંથી પસાર થયો ત્યારે તેણે પોતાની ચાંચ ખોલી, પગ ઊંચા કર્યા અને એટલી જોરથી બૂમો પાડવાનું શરૂ કર્યું કે હું ગભરાઈને એકદમ જડ થઈ ગયો."

"તે કૂકડો છે," મોટા ઉંદરે કહ્યું. "તે કદાપિ કોઈને કાંઈ હાનિ નથી પહોંચાડતું. તેનાથી કદી બીતો નહીં. પણ બીજા પ્રાણી વિષે શું કહે છે?"

"બીજું પ્રાણી સૂર્યસ્નાન કરી રહ્યું હતું. તેને સફેદ ગરદન અને લીસાં ભૂખરાં પગ હતાં. જ્યારે તેણે મારી તરફ જોયું ત્યારે પોતાની સફેદ છાતી ચાટી અને ધીમેથી પોતાની પૂંછડી હલાવી."

"તું તો મહા મૂરખ છે," ઉંદરે કહ્યું, "તે તો બિલાડી હતી."



# શિયાળવી અને તીતર

એક તીતર ઝાડમાં બેઠું હતું. એક શિયાળવીએ તેની પાસે આવીને કહ્યું: "કેમ છે, પ્રિય દોસ્ત. હું તારો મીઠો મધુરો અવાજ સાંભળીને તને મળવા આવી છું."

"તારો ખરા દિલથી આભાર માનું છું," તીતરે કહ્યું.

શિયાળવીએ જાણે સાંભળ્યું ન હોય તેવો ઢોંગ કર્યો અને કહ્યું: "પેલું શું છે? હું તેને પકડી નથી શકતી. શા માટે તું અહીં ઘાસ પર લટાર મારવા અને ગપાટા મારવા નીચે નથી ઊતરી આવતો, વ્હાલા દોસ્ત. તું ત્યાં ઉપરથી શું કહી રહ્યો છે તે હું સાંભળી શકતી નથી."

"હું ઘાસ પર ઊતરી આવવાથી બીઉં છું," તીતરે જવાબ આપ્યો. "અમે પક્ષીઓ માટે નીચે આવવું ભયભરેલું છે."

"કદાચ, તું મારાથી બીએ છે?" શિયાળવીએ કહ્યું.

"જો તારાથી નહીં તો બીજાં ચોપગાં પ્રાણીઓથી," તીતરે કહ્યું. "તું જાણે છે. બધાં જ પ્રકારનાં પ્રાણીઓ આસપાસ છે."

"અરે ના, વ્હાલા દોસ્ત. હાલમાં જ એક નવો હુકમ લાગુ કરવામાં આવ્યો છે કે દરેકે દરેક જગ્યાએ શાંતિથી જીવવું. તેથી હવે પ્રાણીઓ એકબીજાંને નુકસાન નથી કરતાં."

"તે તો બહુ સરસ કહેવાય," તીતરે કહ્યું. "કારણ કે કેટલાંક કૂતરાં આવી રહ્યાં છે. જો એવો હુકમ ન હોત તો





તું હંમેશની જેમ દોડીને ભાગી જાત. પણ હવે તારે કશાંથી ગભરાવાની જરૂર નથી."

કૂતરાંઓનાં નામનાં ઉલ્લેખથી શિયાળવીનાં કાન ઊભાં થઈ ગયાં અને તે પૂંછડી દબાવીને ભાગી.

"અરે તું ક્યાં જઈ રહી છે?" તીતરે પૂછ્યું. "હવે તો હુકમ છે. કૂતરાંઓ તને હાથ પણ નહીં લગાડે."

"કોણ જાણે!" શિયાળવીએ કહ્યું. "કદાચ તેમણે આ હુકમ ન પણ સાંભળ્યો હોય."

અને તે ભાગી ગઈ.





# વરુ અને કૂતરો

એક દૂબળો પાતળો ભૂખ્યો વરુ ગામની બહાર આમતેમ ભટકી રહ્યો હતો. ત્યાં જ તેને એક સુંવાળો હૃષ્ટપુષ્ટ કૂતરો મળ્યો.

"જરા મને એ તો કહે, કૂતરા," વરુએ તેને પૂછ્યું. "તમને કૂતરાંઓને ખોરાક ક્યાંથી મળે છે."

"માણસો અમને આપે છે," કૂતરાએ કહ્યું.

"શું એ સાચી વાત છે કે તમે તેમના માટે બહુ મુશ્કેલ કામ કરો છો?"

"ના, અમારું કામ બહુ મુશ્કેલ નથી," કૂતરાએ કહ્યું. "અમારું કામ રાત્રે ઘરની રખવાળી કરવાનું છે."

"શું તેઓ માત્ર એટલું જ કરવા માટે તમને ખવડાવે પીવડાવે છે?" વરુએ કહ્યું. "હું હમણાં ને હમણાં જ તે કામ લઈશ. અમારાં જેવાં વરુઓને માટે ખોરાક શોધવો એ બહુ મુશ્કેલ કામ છે."





"તો પછી ચાલ મારી સાથે," કૂતરાએ કહ્યું. "મારો માલિક તને પણ ખવડાવશે."

વરુએ તે ખુશ ખુશ થઈ ગયો અને કૂતરાની સાથે માણસો માટે કામ કરવા માટે નીકળી પડ્યો. જ્યારે દરવાજામાંથી પસાર થઈ રહ્યો હતો ત્યારે તેણે જોયું કે કૂતરાના ગળા પરથી ચામડી ઘસાયેલી હતી.

"આ તને કેવી રીતે થઈ ગયું, કૂતરા?"

"અરે, એ તો કંઈ નથી," કૂતરાએ કહ્યું.

"એટલે તું શું કહેવા માંગે છે?"

"એ તો સાંકળના કારણે છે. દિવસના સમયે મને સાંકળે બાંધી દેવામાં આવે છે અને સાંકળથી મારા ગળા પરની ચામડી ઘસાઈ ગઈ છે."

"તો પછી હું આ ચાલ્યો, આવ જે," વરુએ કહ્યું. "હું માણસને સાથે રહેવા નથી આવવાનો. મારી સ્વતંત્રતા ગુમાવવા કરતાં હું ભૂખ્યા રહેવાનું વધારે પસંદ કરીશ."

# સંપૂર્ણ વિનાશ

કેટલાંક માછીમારો હોડીમાં બેસી જઈ રહ્યાં હતાં. ત્યાં જ એકદમ તોફાન શરૂ થયું. તેઓ એકદમ ગભરાઈ ગયાં અને પોતાનાં હલેસાં પડતાં મૂકીને ભગવાનને મદદ માટે પ્રાર્થના કરવા લાગ્યાં. હોડી કિનારાથી દૂર ને દૂર ખેંચાઈ ગઈ. ત્યારે વૃદ્ધ માછીમારે કહ્યું.

"છોકરાંઓ, શા માટે તમે હલેસાં પડતાં મૂકી દીધાં? ભગવાન માત્ર તેમને મદદ કરે છે જેઓ પોતાની જાતને મદદ કરે છે."







## લોભી ઉંદર

ઉંદર ભોંયતળિયાના પાટિયાં કરડવા લાગ્યો અને તીરાડ બનાવી. ઉંદર દબાઈને એ તીરાડમાંથી ગયો અને તેણે પુષ્કળ ખાવાનું જોયું. ઉંદર હતો ખૂબ લોભી. તેણે એટલું બધું ખાધું કે તેનું પેટ એકદમ ભરાઈ ગયું. જ્યારે દિવસનો સમય આવ્યો ત્યારે ઉંદરે પોતાના દરમાં પાછા જવા ઈચ્છયું પણ તેનું પેટ એટલું ઠસાઠસ ભરેલું હતું કે તે તીરાડમાંથી દબાઈને નીકળી જ ન શક્યો.







## ઉંદર અને દેડકો

એક ઉંદર દેડકાને મળવા ગયો. દેડકો તેને નદીના કિનારા પર જ મળી ગયો. તેણે ઉંદરને પાણીની અંદરના પોતાના ઘરમાં આમંત્ર્યો. ઉંદર અંદર ગયો પણ તે એટલું બધું પાણી પી ગયો હતો કે માંડ માંડ જીવતો બહાર નીકળી શક્યો.

"હું હવે કદી અજાણ્યાં લોકોને મળવા નહીં જાઉં," તેણે કહ્યું.





## દેડકો, ઉંદર અને બાજ

દેડકો અને ઉંદર લડવા લાગ્યાં. તેઓ ખુલ્લાં મેદાનમાં ગયાં અને ત્યાં હાથાઝળી કરવા લાગ્યાં. બાજે જોયું કે તેઓ તેના વિષે ભૂલી ગયાં હતાં. તે નીચે ઊડી આવ્યો અને તેમને બંનેને ઉપાડીને લઈ ગયો.





## દેહાતી ઉંદર અને શહેરી ઉંદર

શહેરી ઉંદર દેહાતી ઉંદરને મળવા આવ્યો. દેહાતી ઉંદર ખેતરમાં રહેતો હતો અને પોતાના મુલાકાતી પોતાની પાસે જે કંઈ હતું તે બધું જ—વટાણાં, ઘઉં વગેરે વગેરે આપ્યું. શહેરી ઉંદરે થોડી વાર તે કોતર્યું અને પછી કહ્યું: “તું આટલો પાટળો છે કારણ કે તારો ખોરાક બહુ કસ વિનાનો છે. ચાલ આવ અને જો અમે શહેરમાં કેવી રીતે રહીએ છીએ.”

આમ દેહાતી ઉંદર તેને મળવા ત્યાં ગયો. તેમણે રાત પડવા સુધી રાહ જોઈ અને પછી શહેરી ઉંદર પોતાના મહેમાનને એક તિરાડમાંથી ભોજનખંડમાં લઈ ગયો. તેઓ બંને ટેબલ પર ચઢી બેઠા. દેહાતી ઉંદરે પોતાની જિંદગીમાં કદી આટલું સરસ ખાવાનું જોયું નહોતું.

“તું સાચું કહે છે,” તેણે કહ્યું. “અમારો ખોરાક કસ વિનાનો છે. હું પણ હવે શહેરમાં રહેવા આવીશ.”

હજી તેણે આટલું કહેવાનું પૂરું કર્યું હતું ત્યાં જ હાથમાં મીણબત્તી લઈને માણસ અંદર આવ્યો અને ઉંદરોનો પીછો કરવા લાગ્યો. તેઓ માંડ માંડ તીરાડમાંથી ભાગી છૂટ્યા.

“ના,” દેહાતી ઉંદરે કહ્યું. “ખેતરમાંનું મારું ઘર વધારે સારું છે. મને કદાચ ભલે મીઠાઈ-પકવાનો નહીં મળે પણ મને કદાપિ આવો ભય તો નહીં રહે.”

# સાગર, નદી અને ઝરણાં

એક માણસ બીજા માણસ સામે બડાઈ હાંકી રહ્યો હતો કે તે પુષ્કળ પાણી પી શકતો હતો.

"હું આખાને આખા સાગરનું પાણી પી શકું છું," તેણે કહ્યું.

"તું ન પી શકે."

"હા, હું પી શકું છું. હું હજાર રૂબલની શરત મારું છું. હું આખા સાગરનું પાણી પી જઈશ."

બીજાં દિવસે સવારે લોકો એ માણસ પાસે આવ્યાં અને કહ્યું: "જા અને સાગરનું પાણી પી અથવા તો અમને હજાર રૂબલ આપ."

"મેં કહ્યું હતું હું સાગરનું પાણી પીશ અને તે હું જરૂર પીશ," તેણે કહ્યું. "પણ મેં એ નહોતું કહ્યું કે હું નદીઓનું પાણી પીશ. નદીઓ અને ઝરણાંઓની પાસે બાંધ બાંધી દો જેથી તેમનું પાણી સાગરમાં ન વહી આવે, ત્યાર બાદ હું તે પી જઈશ."







## ગરુડ અને શિયાળવી

એક ગરુડે શિયાળવીના બચ્ચાને પોતાના પંજામાં ઝડપ્યું અને તેને લઈ જવા જ જતો હતો. મા શિયાળવીએ તેની પર દયા ખાવા વિનંતી કરી. ગરુડે ઇનકાર કર્યો. "તે મારું શું બગાડી શકે છે?" તેણે વિચાર્યું. "મારો માળો પાઈન વૃક્ષમાં ખૂબ ઊંચે છે. તે ત્યાં સુધી પહોંચી જ નહીં શકે."



અને તે શિયાળવીના બચ્ચાને લઈને જતું રહ્યું. મા શિયાળવી મેદાનમાં દોડી ગઈ. ત્યાં તેણે લોકો પાસેથી એક બળતું લાકડું લીધું અને પાઈન વૃક્ષ પાસે ગઈ. તે તેને આગ લગાડવા જઈ રહી હતી ત્યારે જ ગરુડે માફી માંગી અને તેને તેનું બચ્ચું પાછું આપ્યું.





# બિલાડી અને શિયાળવી

બિલાડી શિયાળવીને કૂતરાથી કેવી રીતે હાથતાળી આપી છટકી જવું તે કહેવા લાગી.

"હું કૂતરાંઓથી નથી બીતી," બિલાડીએ કહ્યું. "કારણ કે હું એવી ચાલાકીભરી યુક્તિ જાણું છું જે હંમેશાં મને તેમનાથી બચાવે છે."

"માત્ર એક જ યુક્તિ વડે તું કેવી રીતે કૂતરાઓથી છટકી જઈ શકે છે?" શિયાળવીએ કહ્યું. "હું તો સિત્યોતર ચાલાકીભરી યુક્તિઓ જાણું છું."





જ્યારે તેઓ વાતો કરી રહ્યાં હતાં ત્યારે કેટલાંક શિકારીઓ કૂતરાઓ સાથે ત્યાંથી સવાર થયાં. બિલાડીએ પોતાની માત્ર એક જ યુક્તિ વાપરી: તે ઝાડ પર ચઢી ગઈ અને કૂતરાંઓ તેનાં સુધી પહોંચી ન શક્યાં. શિયાળવીએ પોતાની ચાલાકીભરી બધી જ યુક્તિઓ વાપરી પણ તેનાંથી એકેય કામમાં ન આવી અને કૂતરાંઓએ તેને પકડી પાડી.

# વાંદરો અને શિયાળવી

એક દિવસ પ્રાણીઓએ વાંદરાને પોતાના નેતા તરીકે પસંદ કર્યો. શિયાળવીએ વાંદળા પાસે આવી અને કહ્યું:

"હવેથી તું અમારો નેતા છે. હું તારો મદદ કરવા ઈચ્છું છું. મને જંગલમાં એક ખજાનો મળ્યો છે. મારી સાથે આવ, હું તને બતાવીશ."

વાંદરો એકદમ ખુશ થઈ ઊઠયો અને શિયાળવીની પાછળ પાછળ ગયો. શિયાળવીએ વાંદરાને જાળ પાસે લઈ ગઈ અને કહ્યું: "તે અહીં છે. હું તારી સામે તે ઉપાડવા નથી ઈચ્છતી."

વાંદરાએ પોતાના પંજા જાળમાં મૂક્યા અને તે સપડાઈ ગયો. ત્યારબાદ શિયાળવીએ બીજાં પ્રાણીઓને બોલાવ્યાં અને તેમને વાંદરો બતાવ્યો.

"જુઓ તમે કેવો નેતા પોતાના માટે પસંદ કર્યો છે!" તેણે કહ્યું. "તે એટલો તો બેવકૂફ છે કે જાળમાં સપડાઈ ગયો."





## ઘંટડીવાળો બિલાડો

બિલાડાને કારણે ઉંદરોને જીવવું ભારે થઈ પડ્યુ દરરોજ તે બે કે ત્રણ ઉંદરોને પકડી પાડતો. તેથી ઉંદરો એ વિષે શું કરવું તે નક્કી કરવા એકઠાં મળ્યાં. તેમણે ખૂબ વાટાઘાટો કરી પણ કંઈ જ નિષ્કર્ષ વિચારી ન શક્યાં.



ત્યારે એક નાનકડા ઉંદરે કહ્યું:

"બિલાડા વિષે શું કરવું તે હું કહીશ. તે અમને પકડી પાડે છે તેનું કારણ એ છે કે તે આપણી પાસે સરકી આવે છે તે આપણે જાણી શકતાં નથી. આપણે તેના ગળે ઘંટડી બંધવી જોઈએ જેથી તે ખણખણ અવાજ કરશે. ત્યાર પછી જ્યારે જ્યારે તે આપણી પાસે સરકી આવશે ત્યારે ત્યારે આપણે તેને સાંભળી શકીશું અને ભાગી જઈ શકીશું."

"તારી આ બધી વાત તો ખરેખર બહું સારી છે." મોટા ઉંદરે કહ્યું. "પણ કોઈકે બિલાડાને ગળે ઘંટકી બાંધવી જોઈએ. તારો વિચાર તો બહુ સરસ છે પણ અમે તારો આભાર માત્ર ત્યારે જ માનીશું જ્યારે તું બિલાડાને ગળે ઘંટ બાંધશે."



# સિંહ અને ગધેડો

એક દિવસ સિંહ શિકારે ગયો અને ગધેડાને લીધો.

"ગધેડા, તું જંગલમાં જા," તેણે કહ્યું, "અને જેટલી જોરથી બૂમ પાડી શકે તેટલી જોરથી બૂમ પાડ. તારું ગળું બહુ મોટું છે. પછી હું એ બધાં પ્રાણીઓને પકડીશ જેઓ તારી બૂમથી ભાગવા લાગશે."

ગધેડાએ તેને કહેવામાં આવ્યું હતું તે પ્રમાણે કર્યું. તેણે જોરથી રાડ પાડી અને પ્રાણીઓ આસપાસ જોયા વિચાર્યા વિના એકદમ ભાગવા માંડયાં અને સિંહે તેમને પકડી પાડયાં. તેણે ગધેડાને કહ્યું: "બહુ સરસ કર્યું તેં."

ત્યારબાદ ગધેડો જોરજોરથી ભસવા લાગ્યો. એ આશામાં કે તેના માટે તેના વખાણ કરવામાં આવશે.







# વરુ અને શિયાળવી

વરુ કેટલાંક કૂતરાંઓથી બચવા ભાગી રહ્યો હતો અને કોઈક ખીણમાં સંતાવા ઈચ્છતો હતો. પણ ખીણમાં શિયાળવી બેઠેલી હતી. તેણે વરુ તરફ દાંતિયા કર્યા અને જોરથી ઘૂરકિયાં કર્યાં: "ચાલ્યો જા, આ મારી જગ્યા છે."

વરુએ કોઈ દલીલ ન કરી પણ માત્ર એટલું જ કહ્યું: "જો કૂતરાંઓ આટલાં નજીક ન હોત તો મેં તને બતાવી દીધું હોત કે આ જગ્યા કોની છે. પણ હવે એમ લાગે છે કે જાણે તું સાચી છે."



## શિયાળવી અને વરુ

ચાંચડોએ શિયાળવીને કરડી હતી. તે નદી પાસે ગઈ અને ધીરે ધીરે પોતાની પૂંછડી પાણીમાં નીચી કરી. ચાંચડો તેની પૂંછડી પરથી કૂદીને તેની પીઠ પર આવી ગયા. તેણે પોતાના પાછલા પગ પાણીમાં ઊતાર્યા. ચાંચડો પીઠ પરથી કૂદીને ગરદન અને માથા પર આવી ગયા. શિયાળવી સીધી પાણીમાં એવી રીતે રહી જેથી માત્ર તેનું માથું દેખાય. ચાંચડો તેની થૂથની પર ઘેરાઈ વળ્યાં. ત્યારબાદ તેણે પાણીની અંદર ડૂબકી મારી દીધી. ચાંચડો બહાર કિનારા પર કૂદી આવ્યાં અને શિયાળવી થોડે આગળ જઈ વહેણની બીજી બાજુ પાણીમાંથી બહાર નીકળી . વરુએ આ જોયું અને સીધો પાણીમાં કૂદીને ઊંડે સુધી ડૂબકી મારી અને ત્યાં લાંબા વખત સુધી રોકાયો. તેણે વિચાર્યું કે તેની ઉપર બેઠેલાં બધાં ચાંચડો ડૂબી જશે. પણ જ્યારે તે પાણીમાંથી બહાર આવ્યું ત્યારે ચાંચડો સજીવ થઈ ગયા અને ફરીથી તેને ડંખ મારવા લાગ્યા.



## ખેડૂત અને નસીબ

ખેડૂત ગોચરમાં ઘાસ કાપવા ગયો અને ત્યાં ઘસઘસાટ ઊંઘી ગયો, સાથે સાથે આવ્યું નસીબ. તે ખેડૂત પાસે ગયું અને કહ્યું: “જ્યારે તેણે કામ કરવું જોઈએ ત્યારે તે ઊંઘે છે. ઋતુ પહેલાં તે ચાર એકઠો નહીં કરે અને પછી બધો દોષ તે મારા માથે નાંખશે. ‘એ તો કમનસીબ છે,’ તે કહેશે.”



# છોકરી અને ડ્રેગન્ફ્લાઈ

નાનકડી છોકરીએ એક ડ્રેગન્ફ્લાઈ પકડી અને તેના પગ ખેંચી કાઢવા ઈચ્છયું.

"આ એ ડ્રેગન્ફ્લાઈ છે જે પરોઢિયે ગાય છે," તેના પિતાએ કહ્યું.

નાનકડી છોકરીને ડ્રેગન્ફ્લાઈનાં ગૂંજારવો યાદ આવ્યાં અને તેણે તેને છોડી દીધી.







# સાપ અને શેળો

શેળો સાપ પાસે આવ્યો અને કહ્યું:

"સાપ, મને થોડી વાર માટે તારા માળમાં આવવા દે!"

સાપે તેમ કર્યું. શેળો અંદર સરકી આવ્યો. સાપનાં બચ્ચાં તેની સાથે આરામથી ન રહી શક્યાં. સાપે શેળાને કહ્યું: "મેં તને માત્ર થોડી વાર માટે અંદર આવવા દીધો હતો. હવે તારે ચાલ્યા જવું જોઈએ. તારી સોળો મારાં બાળકોને ભોંકીને કષ્ટ પહોંચાડી રહી છે."

"જેમને તે ન ગમે તે આ જગ્યા છોડીને ભલે ચાલ્યા જાય," શેળાએ કહ્યું. "મને અહીં બહુ સારું લાગે છે."



## જંગલી કાગડો અને કૂંજો

જંગલી કાગડો તરસ્યો હતો. આંગણામાં મોટો પાણીનો કૂંજો હતો પણ પાણી એકદમ તળિયે હતું. જંગલી કાગડાની ચાંચ ત્યાં સુધી પહોંચી શકે તેમ નહોતી. તેથી તેણે કૂંજામાં પથરાં નાંખવાનું શરૂ કર્યું અને જ્યાં સુધી પાણી તે પી શકે તેટલી ઊંચાઈ સુધી ન આવ્યું ત્યાં સુધી નાંખતો રહ્યો.



## નાનું પક્ષી

નાનું પક્ષી ડાળ પર બેઠું હતું. બિલકુલ નીચે ઘાસમાં દાણો પડયો હતો.

"હું જઈને તે લઈ આવીશ," પક્ષીએ કહ્યું.

તે ડાળીએથી ઊડીને નીચે ગયું અને જાળમાં સપડાઈ ગયું.

"શેના માટે હું સપડાઈ ગયો," નાનાં પક્ષીએ કહ્યું. "બાજો જીવતાં પક્ષીઓને પકડે છે અને તેમને કંઈ નથી થતું. પણ હું તો માત્ર એક દાણાને ખાતર સપડાઈ ગયો."








# જૂઠું બોલનાર

ભરવાડનો છોકરો પોતાના ધણની સાથે બહાર ગયો હતો. એક વખત તેણે જાણે વરુ જોયું હોય તેમ બૂમ પાડવાનો નિશ્ચય કર્યો: "મદદ! વરુ! વરુ!"

ગામનાં લોકો દોડતાં આવી પહોંચ્યાં અને તેમણે જોયું કે તેણે તેમને છેતર્યાં હતાં. તેણે આ પ્રમાણે બીજી બે કે ત્રણ વાર કર્યું. ત્યારબાદ એક વખત એવું બન્યું કે વરુએ સાચેસાચ જ ધણ પર હુમલો કર્યો.

છોકરો બૂમો પાડવા લાગ્યો: "આવો! જલદી આવો! વરુ આવી ચઢ્યું છે!"

ગામનાં લોકોએ નિર્ણય કર્યો કે તે ફરીથી તેમને છેતરી રહ્યો હતો અને તેના પ્રત્યે કોઈ લક્ષ્ય ન આપ્યું.

વરુએ જોયું કે તેને કોઈનાથી ડરવાની જરૂર નથી અને આખા ને આખા ધણને મારી નાંખ્યું.





## કીડી અને કબૂતર

કીડી એક વહેળામાં લગભગ ડૂબી જ ગઈ. ઉપર એક કબૂતર ચાંચમાં ડાળી લઈને ઊડતું હતું. તેણે એ ડાળી તેની પાસે ફેંકી. કીડી ડાળી પર ચઢી ગઈ અને આમ બચી ગઈ. ત્યાર પછી એક શિકારીએ કબૂતર પર જાળ ફેંકી અને તે જાળને ખેંચવા જતો હતો. કીડીએ તેના પગ પર તેણે ચટકો ભર્યો. શિકારીએ વેદનાથી ચીસ પાડીને જાળી પડતી મૂકી દીધી. કબૂતર જાળીમાંથી બહાર ઊડી આવ્યું .





## જંગલી કાગડો અને કબૂતરો

જંગલી કાગડાએ જોયું કે કબૂતરો સારી રીતે ખાતાંપીતાં છે. તેથી તેણે પોતાની પર સફેદ રંગ ચોપડી દીધો અને કબૂતરોના ટોળામાં ભળી ગયો. પહેલાં તો કબૂતરોએ વિચાર્યું તે તેમનામાંનો એક હતો અને તેને અંદર આવવા દીધો. પણ પછી કાગડો પોતાની જાત ભૂલીને જંગલી કાગડાની જેમ કાંઉ-કાંઉ કરવા લાગ્યો. કબૂતરોએ તેને ચાંચ વડે મારી મારીને ભગાડી દીધો. જંગલી કાગડો બીજાં કાગડાઓમાં પાછો ઊડીને ભળી ગયો પણ તેઓ તેનાથી બી ગયાં કારણ કે તે સફેદ હતો અને તેમણે પણ તેને ત્યાંથી ભગાડી દીધો.

# ગરુડ અને કાચબો

કાચબાએ ગરુડને તેને ઊડતાં શીખવાડાવા માટે કહ્યું. ગરુડે તેને કહ્યું કે તે કાચબાઓને કરવાનું કામ નથી. પણ કાચબો તેને વારંવાર વિનંતી કરતો જ રહ્યો. તેથી ગરુડે તેને પોતાના પંજામાં પકડયો, ઊંચે ઊડી ગયો અને પછી તેને છોડી મૂક્યો. કાચબો કોઈક ખડકો પર જઈ અફળાયો અને ત્યાંને ત્યાં જ મોતને ઘાટ ઊતરી ગયો.





## ગધેડો અને ઘોડો

એક વખત એક માણસ હતો જેની પાસે ગધેડો અને ઘોડો હતાં. જ્યારે તેઓ રસ્તા પર સાથે સાથે જઈ રહ્યાં હતાં ત્યારે ગધેડાએ ઘોડોને કહ્યું: “મારા પર લાદેલો બોજો મારા માટે બહુ ભારે છે. હું તે આખા રસ્તે ઉપાડીને નહીં લઈ જઈ શકું. મારી પાસેથી થોડો લઈ લે.”

ઘોડોએ ના પાડી. ગધેડો અતિશય બોજાના ભારથી થાકેલો ઢળી પડ્યો અને મરી ગયો. ત્યારબાદ માણસે





ગધેડા પરની બધી વસ્તુઓ અને સાથે સાથે ગધેડાની ખાલ પણ ઘોડા પર લાદી દીધી.

“અરેરે!” ઘોડાએ અફસોસ કર્યો. “હું કેટલો નીચ અભાગી છું! મેં ગધેડાને મદદ કરવાની ના પાડી તેથી હવે હું જ બધું ઉપાડીને લઈ જઈ રહ્યો છું અને વળી વધારામાં તેની ખાલ પણ.”





## સિંહ અને ઉંદર

સિંહ ઊંઘતો હતો. ઉંદર તેની ઉપરથી દોડી ગયો. સિંહ જાગી ગયો અને ઉંદરને પકડી લીધો. ઉંદરે તેને છોડી દેવાની વિનંતી કરી.

“જો તું મને જવા દેશે તો હું તારા માટે કામ કરીશ,” તેને કહ્યું.



સિંહ ઉંદરના તેના માટે સારા કામ કરવાના વિચાર પર હસ્યો અને તેને જવા દીધો.

ત્યાર બાદ શિકારીઓએ સિંહને પકડી લીધો અને તેને ઝાડ સાથે બાંધી દીધો. ઉંદરે તેની ત્રાડ સાંભળી અને તે તેની પાસે દોડી આવ્યો. તેણે આખું દોરડું કોતરી ખાધું અને કહ્યું: “તને યાદ છે હું તારા માટે સારું કામ કરી નહોતો શકતો એમ વિચારીને તું કેવી રીતે હસ્યો હતો?” તેણે કહ્યું. “હવે તું પોતે જ જુએ છે કે ઉંદર પણ લાભદાયી કામ કરી શકે છે.”



# સ્ત્રી અને મુરઘી

મુરઘી દરરોજ ઈંડું મૂકતી હતી. તેની માલિકણે વિચાર્યું જો હું તેને વધારે ખાવાનું આપીશ તો તે બમણાં ઈંડાં મુકશે. તેથી તેણે એમ કર્યું. મુરઘી જાડી થઈ ગઈ અને તેણે ઈંડાં મૂકવાનું બિલકુલ જ બંધ કરી દીધું.





# મુરઘી અને સોનેરી ઈંડું

એક માણસ પાસે એવી મુરઘી હતી જે સોનાનાં ઈંડાં મૂકતી હતી. તે માણસે ખૂબ સોનું મેળવવા ઇચ્છયું તેથી તેણે મુરઘીમાં ખૂબ જ સોનું ભરેલું છે એમ વિચારીને તેને મારી નાંખી. પણ અંદરથી તો તે બીજી મુરઘીઓ જેવી જ હતી.



# કૂતરો, કૂકડો અને શિયાળવી

કૂતરો અને કૂકડો પોતાની મુસાફરીએ જવા નીકળી પડયાં. સાંજે કૂકડો ઝાડમાં સૂવા ચાલ્યો ગયો અને કૂતરો ઝાડ નીચે મૂળિયાંઓની વચ્ચે સૂતો. જ્યારે સમય થયો ત્યારે કૂકડો કૂકડે-કૂ કરવા લાગ્યો. શિયાળવી તેને સાંભળીને દોડી આવી અને તેણે તેના આટલાં સુંદર કંઠને માટે યોગ્ય માન આવી શકે તેટલા માટે નીચે આવી જવા કહ્યું.

"તારે સૌથી પહેલાં યાર્ડના પ્રાણીને જગાડવો જોઈએ," કૂકડાએ કહ્યું. "તે મૂળિયાઓની વચ્ચે સૂતો છે. જ્યારે તે જાગી જશે ત્યારે હું નીચે આવીશ."

શિયાળવીએ યાર્ડના પ્રાણીને શોધવાનું અને ચીચીયારીઓ પાડવાનું શરૂ કર્યું. કૂતરો એકદમ કૂદીને ઊઠયો અને તેની સાથે જ શિયાળવીનો અંત હતો.



# ફેરિટ

ફેરિટ કંસારા પાસે ગયું અને કાનસને ચાટવા લાગ્યું. તેની જીભમાંથી લોહી નીકળવાનું શરૂ થયું. ફેરિટ ખુશ થઈ ગયો કારણ કે તેણે વિચાર્યું કે લોહી લોખંડમાંથી નીકળતું હતું અને આમ તેણે પોતાની આખી જીભનો સર્વનાશ કરી નાંખ્યો.







# સિંહ, રીંછ અને શિયાળવી

સિંહ અને રીંછને થોડુંક માંસ મળ્યું. અને તેઓ તેના માટે એકબીજાં સાથે લડવા લાગ્યાં. ન તો રીંછ નમતું આપતું હતું કે ન તો સિંહ નમતું આપતો હતો. તેઓ તદ્દન થાકીને લોથપોથ થઈ ઢળી ન પડયાં ત્યાં સુધી લડતાં જ રહ્યાં. શિયાળવીએ તેમની વચ્ચે પડેલા માંસને જોયું, તેને પચાવી પાડયું અને તે ત્યાંથી ભાગી ગઈ.



# વરુ અને વૃદ્ધ સ્ત્રી

ભૂખ્યો વરુ ખોરાકની શોધમાં હતો. ગામના છેડે તેણે એક ઘરમાં છોકરાના રડવાનો અને વૃદ્ધ સ્ત્રીના કહેવાનો અવાજ સાંભળ્યો: "જો તું રડવાનું બંધ નહીં કરે તો હું તને વરુને આપી દઈશ."

વરુ આગળ ન ગયો અને છોકરાના અપાવાની રાહ જોતો ત્યાં જ રોકાયો. રાત પડી ગઈ. જ્યાં સુધી તેણે





એ વૃદ્ધ સ્ત્રીને એમ કહેતાં સાંભળી ત્યાં સુધી તે રાહ જોતો રહ્યો: "મારાં લાડલાં, રડ નહીં. હું તને વરુને નહીં આપી દઉં. જો તે પાસે આવવાની હિંમત કરશે તો અમે તેને ત્યાં જ મારી નાંખીશું."

"લોકો કહે છે એક વાત અને કરે છે કંઈ બીજું જ," વરુએ મનમાં વિચાર્યું અને ત્યાંથી પોતાને રસ્તે ચાલ્યો ગયો.





## ડ્રેગન્ફ્લાઈ અને કીડીઓ

પાનખરમાં કીડીઓનો ઘઉંનો ભંડાર ભીનો થઈ ગયો અને તેઓ તેને સૂકવવા લાગી. ભૂખી ડ્રેગન્ફ્લાઈએ તેમને થોડુંક ખાવાનું આપવા વિનંતી કરી.

"શા માટે તું ઉનાળામાં પોતાનો ખોરાક ભરી નથી લેતી?" કીડીઓએ પૂછ્યું.

"મારી પાસે જરા પણ સમય નહોતો. હું ગીતો ગાતી હતી," તેણે જવાબ આપ્યો.

કીડીઓ હસી અને કહ્યું: "જો તું ઉનાળામાં ગાતી હોય તો શિયાળામાં તું નાચી શકે છે."



## દેડકો અને સિંહ

સિંહે દેડકાને જોર જોરથી ડ્રાઉં કરતો સાંભળ્યો. તે એટલો મોટો અવાજ કરતો હતો કે સિંહે વિચાર્યું તે જરૂર કોઈ પ્રચંડ પ્રાણી હોવું જોઈએ. તેણે થોડી વાર રાહ જોઈ પછી જોયું કે કળણમાંથી એક દેડકો બહાર કૂદી આવ્યો. સિંહે તેને પંજા કચડી નાંખ્યો અને કહ્યું:

"તારા જેવા નાના જીવથી ગભરાઈ જવાની આશા રાખી હતી."










# વરુ અને બગલો

વરુના ગળામાં હાડકું અટકી ગયું હતું. અને તે તેને ગળી જઈ શકતું નહોતું. તેણે બગલાને બોલાવ્યો અને કહ્યું :

"જો બગલા, તારે લાંબી ગરદન છે. તારું માથું મારા ગળા નીચે મૂક અને હાડકું ખેંચી કાઢ. હું તને ઈનામ આપીશ."

બગલાએ પોતાનું માથું અંદર કરીને હાડકું ખેંચી કાઢ્યું અને કહ્યું: "હવે મને ઈનામ આપ."

વરુએ દાંતિયા કરી ઘુરકિયાં કર્યાં: "શું એટલું પૂરતું નથી કે જ્યારે તારું માથું મારાં દાંતની વચ્ચે હતું ત્યારે હું તેને ખાઈ ન ગયો?"





## નોકરાણીઓ અને કૂકડો

માલિકણ પોતાની નોકરાણીઓને રાત્રે જ જગાડી દેતી અને કૂકડો કૂકડે-કૂ કરે ત્યારે તેમને કામે વળગાડી દેતી. નોકરાણીઓ આ વાતથી નાખુશ હતી અને તેમણે કૂકડાને મારી નાંખવાનો નિર્ણય કર્યો જેથી તે તેમની માલિકણને જગાડે નહીં. અને તેમણે એ પ્રમાણે કર્યું પણ તે તો તેમના માટે વધારે ખરાબ સાબિત થયું. તેમની માલિકણ બહુ વાર સુધી ઊંઘી જવાથી ડરતી હતી અને તેમણે પહેલાં કરતાં પણ વધારે જલદી જગાડી દેતી હતી.





## કૂતરો અને તેનો પડછાયો

કૂતરો મોંમાં માંસનો ટૂકડો લઈને ઝરણા પરનાં પાટિયાં પર ચાલતો હતો. તેણે પાણીમાં પોતાનો પડછાયો જોયો અને વિચાર્યું કે ત્યાં નીચે એક બીજો કૂતરો મોંમાં માંસ લઈને જતો હતો. તેણે માંસ નીચે ફેંકી દીધું અને બીજો ટૂકડો લેવાનો પ્રયત્ન કર્યો. પણ ત્યાં કોઈ બીજો ટૂકડો જ નહોતો અને તેનો પોતાનો ટૂકડો પ્રવાહ સાથે વહી ગયો હતો. આમ કૂતરો તદ્દન માંસ વિનાનો રહી ગયો.





## નર સાબર અને નાનું સાબર

નાના સાબરે નર સાબર પૂછ્યું: "પિતા, તમે કૂતરાંઓ કરતાં મોટા અને વેગીલા છો, અને વળી તમારા રક્ષણ માટે તમારી પાસે સાબરશીંગા છે. શા માટે તમે કૂતરાંઓથી આટલા ડરો છો?"

નર સાબરે હસીને કહ્યું:





"એ સાચી વાત છે, મારા બચ્ચાં. મુશ્કેલી એ છે કે જ્યારે હું કૂતરાંઓનાં ભસવાનો અવાજ સાંભળું ત્યારે વિચારવા રોકાયા વિના હું ભાગી જઈ શું.



# મુરઘી અને ચકલી

મુરઘીને થોડાં સાપનાં ઈંડાં જડયાં અને તેમને સેવવા માટે બેઠી. ચકલીએ તેને જોઈને કહ્યું:

"ઓ મૂરખ! તું તેમને સેવી રહી છે અને જ્યારે તે મોટાં થશે ત્યારે સૌથી પહેલાં તું જ ભોગવશે."





# સિંહની ખાલમાં ગધેડો

ગધેડાએ સિંહની ખાલ પહેરી લીધી. લોકોએ વિચાર્યું તે સિંહ હતો અને તેનાથી દૂર ભાગી જતાં હતાં. એક [illegible] પવનના ઝપાટાએ સિંહની ખાલને ખોલી કાઢી જેથી ગધેડાને સ્પષ્ટપણે જોઈ શકાતો હતો. લોકો એકદમ આવ્યાં અને તેની જિંદગીનો અંત લાવી દીધો.



# માળી અને તેના દીકરાઓ

માળી પોતાના દીકરાઓને તેનો ધંધો શીખવવા ઈચ્છતો હતો. મરણ પથારીએ પડતાં તેણે તેમને પોતાની પાસે બોલાવીને કહ્યું:

"મારાં બાળકો, જ્યારે હું મૃત્યુ પામું ત્યારે દ્રાક્ષવાટિકામાં શોધજો કે ત્યાં શું દટાયેલું પડ્યું છે."

તેના દીકરાઓએ વિચાર્યું કે તે દટાયેલો ખજાનો હતો. અને તેથી જ્યારે તેમના પિતા મૃત્યુ પામ્યા ત્યારે તેમણે આખી દ્રાક્ષવાટિકા ખોદી કાઢી. તેમને ક્યાંય દટાયેલો ખજાનો ન મળ્યો પણ ખોદાયેલી જમીન એટલી સારી હોય છે કે તે વર્ષે તેનાથી તેમને બમણી દ્રાક્ષનો ફાલ મળ્યો. અને આમ તેઓ પૈસાદાર બની ગયા.







# શિયાળવી અને બકરી

બકરી તરસી થઈ. તે ઢોળાવ ઊતરીને કૂવા પાસે ગઈ. ત્યાં તેણે મન ભરીને પાણી પીધું અને તે ભારે થઈ ગઈ. તેણે ફરીથી ઉપર ચઢવાનો પ્રયત્ન કર્યો પણ ન ચઢી શકી નહીં. ત્યારે તેણે બેં-બેં કરવાનું શરૂ કર્યું. શિયાળવીએ તેને જોઈ અને કહ્યું:

"તું એ જ લાગની છે, ઓ બુડથલ. જો તારી દાઢીમાં જેટલાં વાળ છે તેટલી તારા ભેજામાં અક્કલ હોત તો તેં ત્યાં નીચે ઊતરીને જતાં પહેલાં વિચાર્યું હોત કે કેવી રીતે બહાર પાછા આવી શકશે."



## બગલો અને સારસ

માણસે બગલાંઓને પકડવા માટે જાળીઓ બિછાવી કારણ કે તેઓ તેણે વાવેલાં બીજ ખાઈ જતાં હતાં. બગલાંઓ જાળીમાં પકડાઈ ગયાં અને તેમની સાથે સાથે સારસ પણ.

સારસે માણસને કહ્યું: "મને જવા દે. હું સારસ છું, બગલો નહીં. અમે સૌથી વધુ આદરપાત્ર પક્ષીઓ





છીએ. હું તારા પિતાના ઘરના છાપરા પર રહું છું. તું મારા પીંછા પરથી જોઈ શકે છે કે હું બગલો નથી."

"મેં તને બગલાંઓ સાથે પકડયો છે," માણસે કહ્યું. "અને તેમની સાથે હું તને પણ મારી નાંખીશ."



# માછીમાર અને નાની માછલી

માછીમારે એક નાની માછલી પકડી.

"મને પાણીમાં પાછી ફેંકી દે, માછીમાર," માછલીએ કહ્યું. "તું જોઈ શકે છે હું કેટલી નાની છું. હું થોડી જ તારા કામમાં આવીશ. પણ જો તું મને જવા દેશે તો હું મોટી થઈશ અને જ્યારે તું ફરી પકડશે ત્યારે હું તારા માટે વધારે ઉપયોગી થઈશ."

"જો હું એમ કરું તો મારા જેવું મૂરખ બીજું કોઈ નહીં," માછીમારે કહ્યું. "જાળીમાંની નાની માછલીની કિંમત પાણીમાંની મોટી માછલી જેટલી છે."







## સસલાં અને દેડકાં

સાસલાંઓ એકઠાં મળ્યાં અને પોતાના નસીબને રોતાં હતાં.

"આપણે માણસો, કૂતરાઓ, ગરુડો અને બધાં જ પ્રકારનાં ચોપગાં જાનવરોનાં શિકાર છીએ. ભય અને માનસિક યાતનામાં જીવવા કરતાં વધારે સારું છે આપણે મરી જવું તે ચાલો આપણે ડૂબી મરીએ."

આમ સસલાંઓ ડૂબી મરવા માટે તળાવ પાસે દોડી આવ્યાં. દેડકાંઓએ સસલાંઓને સાંભળ્યાં અને પાણીમાં ડૂબકી મારી દીધી. ત્યારે એક સસલાએ કહ્યું:



"પળવાર થોભી જાવ, સસલાંઓ! આપણે હમણાં જ ડૂબી મરવું ન જોઈએ. દેડકાંઓની જિંદગી આપણા કરતાં પણ વધારે ખરાબ લાગે છે. તેઓ આપણાથી બીએ છે."

## પિતા અને તેના પુત્રો

પિતાએ પોતાના પુત્રોને સંપીને રહેવાનો આદેશ આપ્યો. પણ તેમણે તેની વાત ન સાંભળી. તેથી તેણે તેમને સાવરણો લાવવા કહ્યું અને બોલ્યો: "તેને તોડો!"

પુત્રો સાવરણાને તોડવા બહુ મથ્યા, ખૂબ પ્રયત્ન કર્યા પણ તેઓ તેને તોડી ન શક્યા. ત્યારે પિતાએ સાવરણાને છૂટો કર્યો અને પુત્રોને એક એક સળી તોડવા કહ્યું.

તેમણે જરા પણ મુશ્કેલી વિના એક પછી એક બધી જ સળીઓ તોડી નાંખી.

"તમારી સાથે પણ બિલકુલ આમ જ છે," પિતાએ કહ્યું. "જો તમે હળીમળીને સંપીને રહેશો તો કોઈ પણ તમને પછાડી શકશે નહીં. પણ જો તમે ઝઘડશો અને છૂટા પડશો તો કોઈ પણ તમને સહેલાઈથી બરબાદ કરી શકશે."






# શિયાળવી

શિયાળવી એક જાળમાં સપડાઈ ગઈ અને પોતાની પૂંછડી ત્યાં જ છોડી આવી. તેણે પોતાની શરમ છુપાવવા માટેના રસ્તો વિચાર્યો. તેણે બીજી શિયાળવીઓને બોલાવીને એકઠી કરી અને તેમને તેમની પૂંછડી કાપી નાખવા કહ્યું.

"પૂંછડી તદ્દન નકામી છે," તેણે કહ્યું. "તે સાથે સાથ ઉઠાવવા માટે વધારાના બોજા સિવાય બીજું કંઈ નથી."

"જો તેં પોતાની પૂંછડી ગુમાવી ન હોત તો તું આમ ન કહેત," એક શિયાળવીએ કહ્યું.

પૂંછડી વિહોણી શિયાળવી બીજો એક પણ શબ્દ બોલ્યા વિના ચૂપચાપ દૂર ચાલી ગઈ.





# મચ્છર અને સિંહ

મચ્છર ઊડીને સિંહ પાસે આવ્યો અને કહ્યું:

"તો તું એમ વિચારે છે કે તું મારા કરતાં વધારે શક્તિશાળી છે, કેમ ખરું ને? પણ હકીકતમાં તે નથી. તું



જરાપણ શક્તિશાળી નથી. તું તો માત્ર સ્ત્રીએ જ્યારે પુરુષો સાથે લડતી હોય ત્યારે કરે તેમ પોતાનાં પંજાઓ વડે ઉઝરડા તાણી શકે છે અને પોતાના દાંત વડે કરડી શકે છે. હું તારા કરતાં વધારે શક્તિશાળી છું. જો આપણે લડાઈ કરીએ તો કેવું?"

મચ્છરે જોરદાર ગણગણાટ કર્યો અને સિંહનાં ગાલ અને નાક પર ડંખ મારવાનું શરૂ કર્યું. સિંહે પંજા મારી મારીને પોતાનાં આખાં ચહેરા પર ઉઝરડાં તાણી લીધાં અને છેવટે તેનો આખો ચહેરો લોહીથી ખરડાઈ ગયો અને તે પોતે થાકીને લોથપોથ થઈ ગયો.

મચ્છરે આનંદનાં આવેગમાં જોરથી ગણગણાટ કર્યો અને ત્યાંથી ઊડી ગયો. પછી તે કરોળિયાનાં જાળામાં ફસાઈ ગયો અને કરોળિયો તેને ખાવા લાગ્યો.

"મેં સિંહ જેવા શક્તિશાળી જાનવરને હરાવી દીધો. પણ હવે આ સડેલો કરોળિયો મારા માટે જીવલેણ બનશે," મચ્છરે કહ્યું.



# કૂતરો અને વરુ

કૂતરો બહાર આંગણામાં સૂવા ચાલ્યો ગયો. ભૂખ્યું વરુ ત્યાં પહોંચ્યું અને તેને ખાવા ઇચ્છયું.

"વરુ, તું પળવાર થોભી જા," કૂતરાએ કહ્યું. મને હમણાં ને હમણાં જ ન ખા. હું બહુ દૂબળો-પાતળો છું. પણ થોડા જ વખતમાં મારા માલિકને ત્યાં લગનપ્રસંગ આવશે. ત્યારે હું ખૂબ જ ખાવાનું ખાઈશ અને જાડોપાડો થઈ જઈશ. ત્યારે તું મને ખાશે તો વધારે સારું રહેશે."

વરુએ તેની વાત માની લીધી અને ચાલ્યો ગયો. બીજી વખત તે આવ્યું ત્યારે કૂતરો છાપરા પર સૂતો હતો.

"તારો લગ્નપ્રસંગ પૂરો થઈ ગયો?" વરુએ પૂછ્યું.

"મારી વાત સાંભળ, વરુ," કૂતરાએ કહ્યું. "બીજી વખત તું મને આંગણાની બહાર સૂતેલો જુએ તો લગ્નપ્રસંગની રાહ જોવાની ચિંતા ન કરતો."







## જંગલી ગધેડો અને પાળતુ ગધેડો

જંગલી ગધેડાએ પાળતુ ગધેડાને જોયો તે તેની પાસે ગયો અને તેની અદેખાઈ કરવા લાગ્યો કે તે કેટલો સુંવાળો અને હૃષ્ટપુષ્ટ છે, તેને કેવો સારો ખોરાક મળે છે. પણ જ્યારે પાળતુ ગધેડા પર બોજો લાદવામાં આવ્યો અને તેનો માલિક તેને પોતાના દંડા વડે હાંકીને લઈ ગયો ત્યારે જંગલી ગધેડાએ કહ્યું:

"ના, ભાઈ ના, હવે હું તારી જરા પણ અદેખાઈ નહીં કરું. હું જોઉં છું કે તું તેના માટે બહુ મોટી કિંમત ચૂકવે છે."



## ઘોડો અને તેના માલિક

એક માળી પાસે ઘોડો હતો. ઘોડા પાસેથી કામ બહુ લેવામાં આવતું હતું પણ તેને ખાવાનું બહુ ઓછું આપવામાં આવતું હતું. તેથી તેણે બીજા માલિક માટે ભગવાનને પ્રાર્થના કરી. અને તેને બીજો માલિક મળી ગયો. માળીએ ઘોડો કુંભારને વેચી દીધો. ઘોડો આનંદિત થઈ ગયો પણ કુંભાર તેને માળી કરતાં પણ વધારે કામ સોંપતો હતો. ઘોડો ફરીથી પોતાના નસીબ પર રોવા લાગ્યો અને વધારે સારા માલિકને માટે પ્રાર્થના કરવા લાગ્યો. ફરીથી તેની પ્રાર્થના સાંભળવામાં આવી. કુંભારે ઘોડો ચમારને વેચી દીધો. જ્યારે ઘોડાએ ચમારના આંગણામાં ખાલો જોઈ ત્યારે તેણે અત્યંત દુઃખદાયક આક્રંદ કર્યું: "અરેરે! શા માટે હું મારા જૂના માલિક સાથે ન રોકાયો! હવે મને મારા કામ માટે વેચવામાં નથી આવ્યો પણ મારી ખાલ માટે વેચવામાં આવ્યો છે."



# વરુ અને બકરી

વરુએ એક ખડકાળ પર્વત ઉપર બકરીને ચરતી જોઈ પણ તે તેના સુધી પહોંચી ન શક્યું.

"શા માટે તું અહીં નીચે નથી આવી જતી?" તેણે કહ્યું. "જમીન વધારે સપાટ છે અને ઘાસ પણ ઘણું મીઠું છે."







પણ બકરીએ કહ્યું:

"વરુ, તું મને એ કારણે નીચે નથી બોલાવી રહ્યો. તું તારા પેટની ચિંતા કરે છે, મારા પેટની નહીં."

# સાબર

સાબર ઝરણા પાસે પાણી પીવા ગયું. ત્યાં તેણે પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોયું અને પોતાનાં શીંગડાને પ્રશંસાભરી નજરે નિહાળ્યાં જે એટલાં મોટાં અને વિશાળ ફેલાયેલાં હતાં. પણ પછી તેને પોતાના પગ તરફ જોયું અને કહ્યું: "માત્ર મારા પગ જ દીવસળીની સળી જેવા પાતળા છે."

એકાએક ક્યાંકથી સિંહ કૂદી આવ્યો અને સાબર તરફ ધસ્યો. સાબર ખુલ્લા મેદાનનો દોડીને પાર કરી ગયો. તે દૂર નીકળી જઈ રહ્યો હતો પણ જ્યારે તે જંગલમાં આવ્યો ત્યારે તેના શીંગડા ડાળીઓમાં ફસાઈ ગયાં અને સિંહે તેને પકડી પાડયો. જ્યારે સાબરનો અંત નજીક આવી ગયો હતો ત્યારે તેણે કહ્યું:

"હું કેવો મૂરખ હતો! મેં વિચાર્યું કે મારા પગ દીવસળીની સળી જેવા પાતળા છે તેમણે જ મને બચાવ્યો અને શીંગડાનાં મેં વખાણ કર્યાં હતાં તે જ મારું મોત બન્યાં."







## સાબર અને દ્રાક્ષવાટિકા

સાબર દ્રાક્ષવાટિકા શિકારીઓથી સંતાઈ ગયું. જ્યારે શિકારીઓ ચાલ્યાં ગયાં ત્યારે સાબરે દ્રાક્ષનાં પાંદડાં ખાવાનું શરૂ કર્યું.

શિકારીઓએ પાંદડાંઓને હાલતાં જોવા અને વિચાર્યું: "શું પાંદડાંઓની પાછળ પેલું જાનવર છે?" તેમણે ગોળી છોડી અને તે સાબરને વાગી.

"જે પાંદડાંઓએ મને બચાવ્યો હતો તે જ પાંદડાંઓને ખાવા માટે મને યોગ્ય બદલો મળ્યો," મરતાં સાબરે કહ્યું.



## વૃદ્ધ માણસ અને મૃત્યુ

વૃદ્ધ માણસે બળતણનાં લાકડાંનો ઢગલો કાપ્યો અને તેના ઘર લઈ જવાનું શરૂ કર્યું. રસ્તો બહુ લાંબા હતો. તે ખૂબ થાકી ગયો. તેણે પોતાનો ભારો નીચે મૂક્યો:

"અહ, મૃત્યું આવે તો કેવું!"

મૃત્યું તેની પાસે આવ્યું અને કહ્યું:

"હું અહીં છું. તું શું ઇચ્છે છે?"

માણસ એકદમ ગભરાઈ ગયો અને જવાબ આપ્યો:

"હું તારી પાસેથી ભારો ઉપાડી લે તેમ ઇચ્છું છું."





## સિંહ અને શિયાળવી

શિકાર કરવા માટે સિંહ ખૂબ ઘરડો થઈ ગયો હતો. તેથી તેણે એક યુક્તિ વિચારી. તે પોતાની ગુફામાં જઈ સૂઈ ગયો અને માંદા હોવાનો ઢોંગ કરવા લાગ્યો. પ્રાણીઓ તે કેવી રીતે સાજો થઈ રહ્યો હતો તે જોવા આવ્યાં અને જેઓ ગુફામાં ગયાં તેમને બધાંને તે હોઈયાં કરી ગયો. શિયાળવીએ જે કંઈ બની રહ્યું હતું. તે સમજી લીધું. તે ગુફાના પ્રવેશ પાસે ઊભી રહી અને બોલી: "હાં તો સિંહ, હવે, તને કેવું લાગે છે?"

"પહેલા કરતાં સારું," સિંહે કહ્યું. "શા માટે તું અંદર નથી આવતી?"

"કારણ કે અહીંથી જ પગલાંઓનાં નિશાન જોઈ શકું છું કે જે અંદર ગયું છે તે કદાપિ બહાર પાછું આવ્યું નથી," શિયાળવીએ જવાબ આપ્યો.

## બિલાડો અને ઉંદરો

કોઈએક ઘરમાં પુષ્કળ ઉંદરો હતાં. બિલાડો તે ઘરમાં સરકી ગયો અને તેમને પકડવા લાગ્યો. ઉંદરોએ જોયું કે તેઓ સંકટમાં આવી પડયાં હતાં અને તેથી કહ્યું: "ચાલો આપણે અહીં છત પર જ રહીએ, સાથીઓ! બિલાડો આપણને અહીંથી નહીં પકડી શકે!"

જ્યારે ઉંદરોએ નીચે આવવાનું બંધ કરી દીધું ત્યારે બિલાડાએ તેમને માત આપવા એક યોજના ઘડી લીધી. તેણે પોતાનો પંજો છતમાં ખૂંપાવી દીધો અને જાણે મરી ગયો હોય તેવો ઢોંગ કરતો લટકી ગયો. એક ઉંદરે તેની તરફ જોયું અને કહ્યું: "ના, ભાઈ, ના! જો તું થેલામાં ભરાવાય જાય તો પણ હું નજીક નહીં જાઉં!"










# કાગડો અને શિયાળવી

કાગડાને માંસનો ટૂકડો જડયો. તે એક ઝાડની ડાળી પર જઈને બેઠો. શિયાળવીએ પણ તેમાંથી માંસ લેવા ઇચ્છ્યું. તેણે આગળ આવીને કહ્યું: “એય કાગડા, તું તો બહુ સુંદર છે. તારી ઊંચાઈ અને સારા દેખાવડાપણાને લીધે તું ઝાર બની શકતો હતો. અને જો તારો અવાજ સારો હશે તો કદાચ તું ઝાર બની શકશે.”

કાગડાએ પોતાનું મોં ફાડીને પૂરા જોરથી ક્રાંઉ ક્રાંઉ કરવાનું શરૂ કર્યું. માંસ મોંમાંથી નીચે પડી ગયું. શિયાળવીએ ઝપાટાભેર તે ઝડપી લીધું અને કહ્યું: “અરે કાગડા, તું ઝાર બનશે જો માત્ર તારામાં થોડું ભેજું હશે તો.”





# બે મિત્રો

બે મિત્રો જંગલમાં ચાલતાં જઈ રહ્યા હતા. ત્યારે એક રીંછે તેમની પર હુમલો કર્યો. એક મિત્ર પાછો વળીને દૂર નાસી ગયો. તે એક ઝાર પર ચઢીને ત્યાં બેસી ગયો. જ્યારે બીજો રસ્તા પર જ રહી ગયો. તેની પાસે જમીન પર આડા પડીને મરી ગયેલા હોવાનો ઢોંગ કરવા સિવાય બીજો કોઈ રસ્તો નહોતો બચ્યો.

રીંછ હોવાનો તેની પાસે આવી પહોંચ્યું અને નાક





વડ સૈડકો ભર્યો. છોકરાએ શ્વાસ પણ રોકી લીધો હતો.

રીંછે તેનો ચહેરો સૂંઘ્યો અને મનમાં ફૈસલો કર્યો કે તે મરેલો હતો અને ત્યાંથી નીકળી ગયું.

જ્યારે રીંછ જતું રહ્યું ત્યારે બીજો છોકરો નીચે ઊતરી આવ્યો અને તેણે હસતાં હસતાં પૂછ્યું: "રીંછે તારા કાનમાં શું કહ્યું?"

"તેણે કહ્યું કે જો કોઈ માણસ પોતાના મિત્રને સંકટના સમયમાં એકલો છોડીને જતો રહે તો તે જરાપણ સારો માણસ નથી."



# ખેડૂત અને જળપરી

ખેડૂતની કુહાડી પાણીમાં પડી ગઈ. તે એટલો બધો દુ:ખી હતો કે નદી કિનારે બેસી પડયો અને રડવા લાગ્યો.

જળપરીએ તેને રડતો સાંભળ્યો. તેને ખેડૂત પર દયા આવી અને તેના માટે સોનાની કુહાડી લઈ આવી કહ્યું:



"આ તારી કુહાડી છે?"

"ના," માણસે કહ્યું. "આ મારી નથી."

જળપરી તેના માટે બીજી કુહાડી લઈ આવી જે ચાંદીની હતી.

"તે પણ મારી કુહાડી નથી," માણસે ફરીથી કહ્યું.

ત્યારબાદ જળપરી તેના માટે તેની પોતાની કુહાડી લઈ આવી.

"તે મારી છે," માણસે કહ્યું.

જળપરીએ એ માણસને સાચું બોલવાના બદલામાં ત્રણે કુહાડીઓ આપી દીધી.

માણસ પોતાને ઘેર પાછો ગયો, તેણે પોતાના મિત્રોને ત્રણે કુહાડીઓ બતાવી અને જે બન્યું હતું તે કહી જણાવ્યું.

એક માણસે બિલકુલ એમ જ કરવાનો નિર્ણય કર્યો. તે નદીએ ગયો. તેણે પોતાની કુહાડી પાણીમાં ફેંકી દીધી અને રડવાનું શરૂ કર્યું.

જળપરીએ તેના માટે સોનાની કુહાડી લઈ આવીને પૂછ્યું:

"આ તારી કુહાડી છે?"

માણસ એકદમ ખુશ થઈ ઊઠયો અને બૂમ પાડી ઊઠયો:

"હા, હા, તે મારી છે!"

પણ જળપરીએ તેને ન તો સોનાની કુહાડી આપી કે ન તો તેની પોતાની કારણ કે તે જૂઠું બોલ્યો હતો.

# વરુ અને ઘેટાંનું બચ્ચું

વરુએ એક ઘેટાંના બચ્ચાંને વહેળાંનાં કિનારે પાણી પીતું જોયું.

વરુ આ ઘેટાંના બચ્ચાંને ખાઈ જવા ઈચ્છતો હતો અને તેથી તેણે તેની સાથે ઝઘડો કરવાનો પ્રયત્ન કર્યો.

"તું પાણીને ગંદુ કરી રહ્યું છે, તેથી હું તે પી શકીશ નહીં," તેણે કહ્યું.

"અરે, વરુ, હું તે વળી કેવી રીતે પાણી ગંદુ કરી શકું? હું તો વહેળાંની બહાર તારી સામે ઊભો છું અને માત્ર મારા હોઠ વડે જ તેને સ્પર્શી રહ્યો છું."

"ભલે ભલે, ગયા ઉનાળામાં શા માટે તે મારા પિતા સાથે ઉદ્ધતાઈ કરી હતી?" વરુએ પૂછ્યું.

"પણ ગયા ઉનાળામાં તો હું જન્મ્યો પણ નહોતો, વરુ," ઘેટાંનાં બચ્ચાંએ જવાબ આપ્યો.

વરુ ગુસ્સે ભરાયો અને કહ્યું:

"તારી પાસે બધા જ જવાબો હાજર છે. જો, હું એકદમ ભૂખ્યો છું અને જો તેથી હું તને ખાઈ જવા જઈ રહ્યો છું."





# સિંહ, વરુ અને શિયાળવી

ઘરડો સિંહ ગુફામાં માંદો પડયો હતો. શિયાળવી સિવાય બધાં જ પ્રાણીઓ જંગલના રાજાને પોતાના સલામ કહેવા જઈ આવ્યાં. વરુએ શિયાળવી વિષે રાજાને અણગમતી વાત કહેવાની તક ઝડપી લીધી.

"તે તમારો જરાપણ વિચાર નથી કરતી," તેણે કહ્યું. "તે રાજાને સલામ કરવા એક વાર પણ નથી આવી."



આ શબ્દો સાંભળી શિયાળવી દોડતી આવી. તેણે વરુ કહ્યું હતું તે સાંભળ્યું અને વિચાર્યું: "તું જરા થોભી જા, વરુ, હું આનો બદલો લઈશ."

સિંહ શિયાળવી પર ત્રાટક્યા પણ તેણે તેને કહ્યું:

"તું મને મારી નાંખે તે પહેલાં મને બે શબ્દો કહેવા દે. હું પહેલાં નહોતી આવી કારણ કે મારી પાસે સમય નહોતો. અને મારી પાસે સમય નહોતો કારણ કે હું બધે જ ઠેકાણે દોડી દોડીને દાક્તરો પાસે જતી હતી અને તમે સારો કેવી રીતે કરવો તે પૂછતી હતી. મેં હમણાં જ એ શોધી કાઢ્યું છે કે કેવી રીતે કરવો અને તમને તે કહેવા ઉતાવળે દોડી આવી."

"સારું," રાજાએ કહ્યું. "મને કંઈ વસ્તુ સાજો કરશે?"

"હું તને કહીશ. તારે જીવતાં વરુની ખાલ ઉતારવી જોઈએ અને હજી જ્યારે તે ગરમ ગરમ છે ત્યારે પહેરી લેવી જોઈએ..."

સિંહે વરુને ટૂકડે ટૂકડામાં ચીરી નાંખ્યો. શિયાળવીએ હસીને કહ્યું: "ભાઈ, તને તારા કરવાનો યોગ્ય બદલો મળી ગયો છે. શાસકોને સારું કામ કરવા માટે પ્રોત્સાહિત કરવા જોઈએ નહીં કે ખરાબ."



## સિંહ, ગધેડો અને શિયાળવી

સિંહ, ગધેડો અને શિયાળવી ખોરાક માટે શિકારે જવા નીકળ્યાં. તેમણે ખૂબ બધાં જાનવરોને પકડયાં. સિંહે ગધેડાને તેમને તેમની વચ્ચે વહેંચી આપવા કહ્યું. ગધેડાએ તેમને ત્રણ સરખાં ભાગમાં વહેંચીને કહ્યું: "હવે પોતપોતાનો ભાગ લઈ લો."

સિંહ એકદમ ગુસ્સે ભરાયો અને ગધેડાને ખાઈ ગયો. તેણે શિયાળવીને તેનાં ફરીથી ભાગ પાડવા કહ્યું. શિયાળવીએ બધી વસ્તુઓનો એક ઢગલો કર્યો અને માત્ર થોડું જ પોતાને માટે રહેવા દીધું. સિંહે જોયું અને કહ્યું: "તું બહુ હોંશિયાર છે! આટલી સરસ રીતે ભાગ પાડવાનું તને કોણે શીખવાડયું?"

"ગધેડા સાથે શું ઘટયું તે મેં જોયું," તેણે જવાબ આપ્યો.



## નેતર અને ઓલિવનું ઝાડ

ઓલિવનું ઝાડ અને નેતર દલીલો કરી રહ્યાં હતાં કે તેમનામાં વધારે જોરાવર કોણ હતું. ઓલિવનું ઝાડ નેતર પર હસ્યું કારણ કે તે પવન સામે ઝૂકી ગયું હતું. નેતરે કંઈ જ ન કહ્યું. એકાએક વંટોળિયો ફૂંકાયો. નેતર ઝૂલવા અને હાલવાડોલવા લાગ્યું, એકદમ નીચે નમી ગયું અને તોફાન સામે બચી ગયું. ઓલિવના ઝાડે પોતાની ડાળીઓ પવન સામે એકદમ અકડાવેલી રાખી અને તે તૂટી પડયું.









## બિલાડી અને ઘેટું

એક વખત એક માણસ રહેતો હતો. તેની પાસે બિલાડી અને ઘેટું હતાં. જ્યારે તે કામેથી ઘેર પાછો આવતો ત્યારે બિલાડી તેની પાસે દોડી આવતી, તેની પીઠ પર કૂદી જતી અને પોતાની જાતને તેની સાથે ઘસતી. માણસ તેને વ્હાલથી પંપોળતો અને પાઉંરોટી આપતો.

ઘેટાંએ પણ એમ ઇચ્છ્યું કે તેને પંપોળવામાં આવે અને પાઉંરોટી આપવામાં આવે. તેથી એક દિવસ જ્યારે માણસ ખેતરેથી પાછો આવ્યો ત્યારે ઘેટો તેની પાસે દોડી ગયો અને તેના પગ સાથે પોતાની જાતને ઘસવા લાગ્યો. માણસે વિચાર્યું કે આ તો રમૂજભર્યું છે અને હવે આગળ શું બનશે તેની જોવા રાહ જોવા લાગ્યો. ઘેટો પોતાના પાછલા પગ પર ઊભો થયો અને માણસની પીઠ પર કૂદી ગયો અને તેની નીચે પછાડી દીધો.

માણસના છોકરાએ જોયું કે ઘેટાએ તેના પિતાને નીચે પછાડી દીધા હતા. તેથી તેણે કોરડો લીધો અને ઘેટાને સારો એવો સ્વાદ ચખાડયો.



# સસલું

સસલું કેટલાંક કૂતરાંઓથી બચવા જંગલમાં દોડી ગયું. જંગલમાં બહુ સરસ હતું પણ હજી તે એટલું બધું ગભરાયેલું હતું કે તેણે સંતાવા માટે હજી વધારે સારી જગ્યા ઈચ્છી. તે જંગલમાં વધારે ને વધારે અંદર ગયું અને એક કોતરમાં ઘીચ ઝાડી જોઈ. પણ એક વરુ ત્યાં આંટા મારી રહ્યું હતું અને તેણે સસલાને પકડી લીધું. "લોકો કહે છે તે સાચું છે," સસલાએ વિચાર્યું. "તમારી પાસે જે હોય તેનાથી સંતોષ પામી આભાર માનો. મેં સંતાવા માટે વધારે સારી જગ્યા ઈચ્છી અને મને તેનો બદલો મળી ગયો."



# સસલું અને કાચબો

સસલાં અને કાચબા વચ્ચે વાદવિવાદ ચાલતો હતો કે તેમનામાંથી વધારે ઝડપથી કોણ ભાગી શકતું હતું. તેમણે એક માઈલ જેટલું દોડવાનો નિર્ણય કર્યો. સસલું સીધું આગળ દોડી ગયું. "શા માટે હવે મારે ઉતાવળ કરવી?" સસલાએ વિચાર્યું. "હું થોડી વાર બેસીશ." તે આરામ કરવા બેઠું અને ઊંઘી ગયું. પણ કાચબો તો આગળ ને આગળ ઢસડાતો રહ્યો અને જ્યારે સસલું જાગ્યું ત્યારે તેણે આખા માઈલનું અંતર કાપી લીધું હતું.



# કવેલ અને તેનાં બચ્ચાં

કવેલે પોતાનાં બચ્ચાંને ઓટનાં ખેતરમાં સેવ્યાં. તેને એ વાતનો ડર હતો કે ખેતરનો માલિક આવી જશે અને ખેતરમાં ઘાસ કાપશે. જ્યારે તે ખોરાકની શોધમાં ઊડવા જતી હતી ત્યારે તેણે પોતાનાં બચ્ચાંઓને શિખામણ આપી કે માણસો શું કહી રહ્યાં છે તે સાંભળે. સાંજે જ્યારે તે પાછી આવી ત્યારે તેનાં બચ્ચાંઓએ કહ્યું:

"મા, આ બહુ ખરાબ વાત છે. માલિક આવ્યો અને તેના દીકરાને કહ્યું: 'ઓટ પાકી ગઈ છે, હવે તેને કાપવાનો સમય આવી ગયો છે. આપણાં મિત્રો અને પાડોશીઓ પાસે જા અને તેમને આવીને કાપવામાં મદદ કરવાની વિનંતી કર.' તે તો બહુ ખરાબ વાત છે, મા. અમને અહીંથી દૂર લઈ જા. પાડોશીઓ વહેલી સવારે કાપણી કરવા આવવાનાં છે."

કવેલે સાંભળ્યું અને કહ્યું: "ચિંતા ન કરો, થોડા વખત માટે ઓટને કાપણી કરવામાં નહીં આવે."



અને ફરીથી વહેલી પરોઢે તે ઊડી ગઈ અને તેમને માલિકે શું કહ્યું તે સાંભળવા કહ્યું. જ્યારે કવેલ પાછી આવી ત્યારે તેનાં બચ્ચાંઓએ તેને કહ્યું:

"માલિક અહીં ફરીથી આવ્યો હતો, મા, તેણે પોતાનાં મિત્રો અને પાડોશીઓની રાહ જોઈ પણ કોઈ ન આવ્યું. ત્યારે તેણે પોતાનાં દીકરાને કહ્યું: 'તારાં કાકા મામાનાં ભાઈઓબહેનો, બનેવીઓ અને ધર્મપિતાઓ પાસે જા અને તેમને કહે કે તારા પિતાએ તેમને આવતીકાલે ઓટનાં ખેતરની કાપણી માટે ચોક્કસપણે આવવાની વિનંતી કરી છે."

"ગભરાઓ નહીં બચ્ચાંઓ, આવતીકાલે પણ કોઈ કાપણી નહીં થાય," કવેલે કહ્યું.

ત્રીજા દિવસે તે ફરીથી પાછી આવી અને પૂછ્યું:

"હા, તો આજે શું બન્યું?"

"માલિક અને તેનો દીકરો ફરીથી અહીં આવ્યાં હતાં અને તેમનાં સગાંવહાલાંઓની રાહ જોતાં હતાં. તેમનાં સગાંવહાલાં ન આવ્યાં. ત્યારે માલિકે પોતાનાં દીકરાને કહ્યું: 'એમ લાગે છે કે આપણને કોઈની મદદ નહીં મળે. આપણે સૂર્યોદય થતાં આવીશું અને કાપણી કરીશું.'

"અરે બચ્ચાંઓ," કવેલે કહ્યું. "જ્યારે માણસ કોઈની પણ મદદ માટે રાહ જોયા વિના પોતાનું કામ પોતાના હાથમાં લે છે ત્યારે તે કરી છૂટે છે. હવે આપણે અહીંથી ચાલ્યા જવાનો સમય આવી ગયો છે."

# મોર

પક્ષીઓ પોતાના રાજાની પસંદગી કરવા એકઠાં મળ્યાં. મોરે પોતાનાં પીંછાં ફેલાવી દીધાં અને પોતાની જાતને રાજા કહેવાનું શરૂ કર્યું. બધાં પક્ષીઓએ તેના સારા દેખાવને કારણે તેને રાજા તરીકે પસંદ કર્યો. પણ મેંગપાઈએ કહ્યું: "અમને એ કહે મોર, જ્યારે તું રાજા બનશે ત્યારે જો બાજ અમારો પીછો કરે તો તું અમને કેવી રીતે રક્ષણ આપશે?"

મોરને સમજણ જ ન પડી કે શું કહેવું. પક્ષીઓને તે સારો રાજા બનશે કે કેમ તેમાં શંકા થવા લાગી. તેથી તેના બદલે ગરુડને પોતાના રાજા તરીકે પસંદ કર્યો.



# રીંછ અને મધમાખીઓ

ફરતું કરતું રીંછ ઝાડ પાસે આવ્યું,
અને મધમાખીઓનું મધ ચોર્યું.
ગુસ્સે ભરાયેલી બધી મધમાખીઓ લાગી ઊડવા
અને લાગી રીંછ નાક પર ડંખ મારવા.
"ઓ બાપરે, ઓ બાપરે, મારું નાક!" બરાડયું રીંછ,
અને સીધી પકડી તેણે ઘરતરફની વાટ.





# મધમાખીઓ અને ડ્રોન

જ્યારે ઉનાળો આવ્યો ત્યારે ડ્રોનો કોણે મધ ખાવું જોઈએ તે વિષે મધમાખીઓ સાથે ઝઘડવાનું શરૂ કર્યું. મધમાખીઓએ ભમરીને ન્યાય કરવા કહ્યું. પણ ભમરીએ કહ્યું.

"હું હમણાં ને હમણાં જ ફેંસલો ન કરી શકું. હું હજી એ જાણતી નથી કે તમારામાંથી કોણ મધ બનાવે છે. બે ખાલી મધપૂડાઓમાં જાવ, એકમાં મધમાખીઓ અને બીજામાં ડ્રોન. અઠવાડિયાના ગાળામાં હું જોઈશ કે કોણ સૌથી વધારે અને સારું મધ બનાવે છે."

ડ્રોનોએ વાંધો ઉઠાવ્યો: "અમે સંમત નથી," તેમણે કહ્યું. "તારે હમણાં ને હમણાં જ ફેંસલો કરવો પડશે."

"ઘણું સરસ, હું કરીશ," ભમરીએ કહ્યું. "ડ્રોનો, તમે સંમત નથી કારણ કે તમને મધ બનાવતાં આવડતું નથી પણ તમે મધ ખાવા ઇચ્છો છો. મધમાખીઓ, તેમનો ભગાડી મૂકો."

મધમાખીઓએ ડ્રોનોને સારો પેઠે સ્વાદ ચખાડયો.



## મોર અને સારસ

મોર અને સારસ તેમનામાંથી કોણ વધારે મહત્ત્વપૂર્ણ હતું તે વિષે દલીલો કરી રહ્યાં હતાં. મોરે કહ્યું:

"બધાં જ પક્ષીઓમાં હું સૌથી સુંદર છું. મારા પીંછા ઈન્દ્રધનુષ્યનાં બધાં જ રંગોથી ઝળહળે છે. પણ તું ભૂખરો અને સાદો છે.

"તેમ છતાં હું આસમાનમાં ઊડું છું." સારસે જવાબ આપ્યો. "જ્યારે તું કાદવવાળા આંગણામાં ચાલે છે."



## કવેલ અને શિકારી

કવેલ શિકારીની જાળમાં સપડાઈ ગઈ અને તેણે તેને છોડી દેવા વિનંતી કરી.

"મને જવા દે, હું તારી મદદે આવીશ." તેણે કહ્યું. "હું બીજી કવેલોને તારી જાળમાં લાવવા ફોસલાવીશ."

"ઓ કવેલ," શિકારીએ કહ્યું. "મેં કદાચ કોઈપણ રીતે જવા દીધી ન હોત તો ચોક્કસપણે જ નહીં જવા દઉં. પોતાનાં સગાંવહાલાં અને મિત્રોને દગો આપવા ઈચ્છવા માટે હું તારી ગરદન મરોડીશ."





## ચકલી

ચકલીએ માણસને શણ વાવવા જતો જોયો. તે ઊડીને બીજાં પક્ષીઓ પાસે ગઈ અને કહ્યું:

"પક્ષીઓ, જેટલી જલદી બની શકે તેટલી જલદી જાઓ અને શણનાં દાણાં ચણી. જ્યારે શણ ઊગશે ત્યારે માણસ તેમાંથી દોરીઓ બનાવશે અને દોરીઓમાંથી આપણને પકડવા માટે જાળીઓ બનાવશે.

પક્ષીઓએ ચકલીની વાત પર કોઈ ધ્યાન ન આપ્યું અને ચકલી પોતાની જાતે શણનાં બધાં જ દાણાં ચણી શકતી નહોતી. શણ ફૂટી આવ્યું અને ચકલીએ ફરીથી પક્ષીઓને બોલાવીને શણ ચણી લેવા કહ્યું. પણ પક્ષીઓએ કોઈ ધ્યાન ન આપ્યું. શણ પાક્યું. ચકલીએ પક્ષીઓને ત્રીજી વાર બોલાવ્યાં. અને ફરીથી તેમણે તેની વાતને ધ્યાનમાં ન લીધી. ત્યારે ચકલી તેમનાથી ગુસ્સે ગઈ તેમના બદલે માણસો સાથે રહેવા ઊડી ગઈ.



## બાજ અને કબૂતરો

બાજ કબૂતરોનો પીછો કરતું રહ્યું પણ એકેય કબૂતરને પકડી ન શક્યું. તેથી તેણે તેમને છેતરવાનો રસ્તો વિચાર્યો. તે કબૂતરના માળા પાસે ઊડી ગયું, ઝાડ પર બેસી ગયું અને તેમને કહેવા લાગ્યું કે તે તેમની મદદ કરવા ઈચ્છતું હતું.

"અને મને તમે બહુ ગમો છો. શું કરવું એ હું તમને કહીશ. તમે મને તમારામાં લઈ લો અને તમારો ઝાર બનાવો, હું તમારી સેવાસહાય કરીશ. હું ન માત્ર તમારો પીછો કરવાનું છોડી દઈશ પણ એ પણ જોઈશ કે બીજું કોઈ તમને ઈજા ન પહોંચાડે," તેણે કહ્યું.

કબૂતરો સંમત થયા અને બાજને પોતાના માળામાં આવવા દીધું. જ્યારે બાજ અંદર આવી ગયું ત્યારે તદ્દન જુદા જ અંદાજમાં બોલ્યું.

"હું તમારો ઝાર છું અને તમારે મારી આજ્ઞાનું પાલનું કરવું જ પડશે. સૌથી પહેલાં તો દરરોજ એક કબૂતર ખાવા માટે મળવું જોઈએ."

તેણે દરરોજ એક કબૂતરને મારવાનું શરૂ કર્યું. કબૂતરો એકદમ હતાશ થઈને હવે શું કરવું તે વિચારવાનો પ્રયત્ન કરવા લાગ્યાં પણ ઘણું મોડું થઈ ગયું હતું.

"આપણે તેને અંદર આવવા દેવું જોઈતું નહોતું," તેમણે કહ્યું. "હવે આપણે કંઈપણ કરી શકીએ તેમ નથી."

# માલિક અને નોકર

ઘણાં ઘણાં લોકો લગ્નપ્રસંગ માટે એકઠાં થયાં હતાં. પાડોશીએ પોતાના નોકરને બોલાવીને કહ્યું:

"જા અને જો ત્યાં લગ્નમાં કેટલાં લોકો છે."

નોકર ચાલ્યો ગયો, બારણામાં લાકડાનો ટોલકો મૂક્યો અને બહાર બાંકડા પર બેસી ગયો અને લોકોના બહાર આવવાની રાહ જોવા લાગ્યો.

લોકોએ બહાર નીકળવાનું વિદાય લેવાનું શરૂ કર્યું. જે કોઈ બહાર નીકળ્યું તે આ ટોલકા સાથે અથડાયું અને ગાળો દેતું પોતાને ચાલતું થયું. માત્ર એક જ વૃદ્ધ સ્ત્રી બહાર આવી, તેની સાથે અથડાઈ અને પછી પાછી જઈને ટોલકાને રસ્તામાંથી ખસેડી આવી.

નોકર પોતાના માલિક પાસે પાછો આવ્યો.

"ત્યાં ઘણાં લોકો હતાં?" માલિકે પૂછ્યું.

"ત્યાં માત્ર એક જ વૃદ્ધ સ્ત્રી હતી."

"કેવી રીતે એમ બની શકે?"

"વાત આમ છે, મેં બારણામાં જ લાકડાનો ટોલકો મૂક્યો અને દરેકે દરેક જણ તેની સાથે અથાડાયું પણ કોઈએ તેને રસ્તામાંથી દૂર ન કર્યો. તેઓ બધાં સાવ ઘેટાં જેવાં હતાં. પણ એક વૃદ્ધ સ્ત્રીએ તે ખસેડ્યો જેથી બીજું કોઈ ન અથડાય. માત્ર સાચી વ્યક્તિ જ એમ કરે છે. તેથી તે એકલી જ હતી."





## કૂંડું અને તાવડી

માટીના કૂંડાનો લોખંડની તાવડી સાથે ઝઘડો થયો. કૂંડાએ તાવડીએ મારવાની ધમકી આપી.

"તું મને મારે હું તને મારું તેનાથી કંઈ ફેર નથી પડવાનો," તાવડીએ કહ્યું. "કારણ કે તેનાથી તું તૂટી જશે, હું નહીં."



## ચામાચીડિયું

લાંબા લાંબા વખત પહેલાં પ્રાણીઓ અને પક્ષીઓ વચ્ચે ભયંકર યુદ્ધ થયું હતું. ચામચીડિયું બંનેમાંથી એકે પક્ષમાં જોડાયું નહોતું. તે એ જોવાની રાહ જોતું હતું કે તેમનામાંથી કોણ જીતે છે.

પહેલાં પહેલાં તો પક્ષીઓ જીતવા લાગ્યાં તેથી ચામાચીડિયું પક્ષીઓ સાથે જોડાઈ ગયું અને પોતાને પક્ષી કહેવાડાવતું તેમની સાથે ઊડી ગયું. પણ પછી જ્યારે પ્રાણીઓ જીતતાં હોય તેમ લાગ્યું ત્યારે ચામાચીડિયું તેમની તરફ ચાલ્યું ગયું. તેણે તેમને દાંત અને પંજા બતાવ્યા અને ખાતરી કરાવી કે તે પ્રાણી હતી અને તેને પ્રાણીઓ ગમતાં હતાં. અંતમાં પક્ષીઓ જીત્યાં તેથી ચામાચીડિયું ફરીથી તેમની પાસે ચાલ્યું ગયું પણ તેમણે તેને દૂર ભગાડી દીધું.

તે ન તો પ્રાણીઓમાં પાછું જઈ શક્યું તેથી ત્યારથી ચામાચીડિયું ભોંયરાઓમાં અને ઝાડનાં થડોમાં રહે છે અને માત્ર અંધારામાં જ ઊડે છે અને પ્રાણીઓ તથા પક્ષીઓ બંનેની યાદીમાંથી બહાર છે.



# કંજૂસ

કંજૂસ પટારો ભરીને પૈસાં બચાવ્યાં અને જમીનમાં દાટી દીધાં. તે દરરોજ ગુપ્તપણે તે જોવા માટે જતો હતો. એક વાર બન્યું એવું કે તેનો નોકર તેને જોઈ ગયો. તે રાત્રે નોકરે પટારો ખોદી કાઢયો અને ચોરી લીધો. જ્યારે કંજૂસ પોતાનાં પૈસાં જોવા આવ્યો ત્યારે જોયું કે પૈસાં બધાં ચાલ્યાં ગયાં હતાં અને તે રડવા લાગ્યો. પાડોશીએ તેને જોયો અને કહ્યું:

"શા માટે તું રડે છે? તેં કદાપિ પૈસાનું કંઈ કર્યું નથી, ખરું કે નહીં? જા અને જ્યાં તે પડયાં હતાં તે ખાડાને જો. તેમાં ફેર શો પડવાનો છે?"





# માણસ અને કૂતરો

કૂતરો કૂવામાં પડી ગયો. માણસે તેને બહાર ખેંચી કાઢવા પ્રયત્ન કર્યો પણ કૂતરો તેના હાથે કરડયો. માણસે તેને પાછો ફેંકી અને કહ્યું:

"જો તું તને બચાવવાનો પ્રયત્ન કરવાના બદલામાં મને માત્ર કરડવાનો જ હોય તો ત્યાં જ રહે."





# કૂતરો અને લાકડી

કૂતરાએ મુરઘીઓનો પીછો કરવાનું શરૂ કર્યું. તેના માલિકે તેનાં ગળે લાકડી લટકાવી દીધી. ત્યાર પાછી કૂતરો આખા આંગણામાં ગોળ ગોળ પરેડ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો:

"જુઓ મારાં માલિકનો હું કેટલો માનીતો છું. તેણે મને બધાં જ કૂતરાંઓમાંથી અલગ એકલો કર્યો છે."





## ભરવાડ

ભરવાડે પોતાનું ઘેટું ખોયું. તેણે બધે જ ઠેકાણે શોધ્યું પણ ક્યાંય ન જડ્યું. તેથી તેણે પ્રાર્થના કરવાનું શરૂ કર્યું અને જો તે ચોરોને શોધી કાઢે તો દસ કોપેકની મીણબત્તી સળગાવવાની માનતા માની. બિજા દિવસે તે જંગલમાં ગયો અને કેટલાંક વરુઓ પાસે આવી





પહોંચ્યો. તેઓ તેના ઘેટાને પૂરું કરી રહ્યાં હતાં. ભરવાડે ચોરોને શોધી કાઢયાં. પણ જ્યારે વરુઓ તેની પર હુમલો કરવા ધસ્યાં ત્યારે તે પ્રાર્થના કરવા લાગ્યો અને જો તે તેમનાથી બચીને છટકી શકે તો એક રૂબલની મીણબત્તી સળગાવવાની માનતા માનવા લાગ્યો.





## કૂતરો અને ચાર

કૂતરો છાપરીમાં કોઈ ચાર પર સૂતો હતો. ગાયે ચારને ચરવા ઈચ્છ્યું. તે છાપરી પાસે ગઈ અને પોતાનું માથું અંદર નાંખ્યું. જેવું હજી તેણે મોં ભરીને ચાર લીધું હતું કે ત્યાં જ કૂતરો જોરથી ભસ્યો અને તેની તરફ લપક્યો. ગાય એમ કહેતી ચાલી ગઈ.

“જરા જુઓ તો! તે પોતે તો ખાતો નથી પણ મને પણ ખાવા નથી દીધો.”



## વરુ અને હાડકું

વરુ હાડકું લઈ જઈ રહ્યો હતો. કેટલાંક બચ્ચાં તેની તરફ ભસવાં લાગ્યાં. વરુ તેમને ટૂકડે ટૂકડામાં ચીરી નાંખી શકતો હતો પણ તે પોતાનું મોં ઉઘાડવા અને હાડકોને પાડવા ઈચ્છતો નહોતો તેથી તે તેમનાથી દૂર દોડી ગયો.





## કૂતરો અને ચોર

એક ચોર રાત્રે આંગણામાં ચોરીછૂપી આવી ગયો. કૂતરાએ તેને સાંભળ્યો અને ભસવાનું શરૂ કર્યું. ચોરે પાઉંરોટી લીધી અને કૂતરા સામે ફેંકી. કૂતરાએ પાઉંરોટી લેવાનો ઇનકાર કર્યો અને તે ચોર તરફ લપક્યો અને તેના પગે કરડ્યો.

"શા માટે તું મને કરડે છે? મેં તને પાઉંરોટી આપી હતી," ચોરે કહ્યું.





"હું તને કહીશ, શા માટે. તે મને પાઉંરોટી આપી તે પહેલાં હું નહોતો જાણતો કે તું સારો માણસ છે કે ખરાબ. પણ હવે હું જાણું છું કે જો તું મને ફોસલાવવા ઇચ્છે છે તો જરૂર ખરાબ માણસ હોવો જોઈએ."





## વરુ અને ઘોડી

વરુની નજર ઘોડાનાં વછેરા પર હતી. તે જાનવરોના ધણ પાસે ગયો અને કહ્યું:

"શા માટે તમારો એક વછેરો લંગડાતો ચાલે છે? શું તમે કેવી રીતે તેને સાજો કરવો તે નથી જાણતાં? અમે વરુઓની પાસે લંગડાપણાને દૂર કરવા માટે દવા છે."

"તો પછી શું તું લાંગડાપણાને સાજું કરી શકે છે?" એક ઘોડીએ પૂછ્યું.

"બેશક. હું કરી શકું છું."

"તો પછી મારા પાછલા જમણા પગને ઠીક કરી આપ. મારી ખરીમાં મને દુઃખાવો થાય છે."

વરુ ઘોડી પાસે ગયો અને જ્યારે તે બિલકુલ તેની પાછળ પહોંચી ગયો ત્યારે ઘોડીએ તેને જોરથી લાત મારી અને તેનાં બધાં દાંત તોડી પાડયાં.



# શિયાળવી અને વરુ

શિયાળવીએ વરુને પોતાનાં દાંત તેજ કરતાં જોયો અને કહ્યું:

"શા માટે તું તારાં દાંત તેજ કરી રહ્યો છે? લડવા માટે તો કોઈ નથી."

"જ્યાં સુધી લડવા માટે કોઈ નથી ત્યાં સુધી હું મારાં દાંતની ધાર તેજ કરતો રહીશ," વરુએ જવાબ આપ્યો. "જ્યારે લડવાને સમય આવશે ત્યારે તેમને તેજ કરવાનો સમય મારી પાસે નહીં હોય."







# સાબર અને ઘોડો

સાબરે ઘોડાને શિંગડાં ભોંકી ઘાયલ કર્યો. અને મેદાનમાંથી ભગાડી દીધો. ઘોડો માણસ પાસે ગયો અને તેનો બચાવ કરવા કહેવા લાગ્યો. માણસે ઘોડાને આશ્રય આપ્યો, સાબરને ભગાડી દીધું પણ ત્યારબાદ તેણે ઘોડા પર માલ લાદ્યો. જ્યારે સાબર દૂર ભાગી ગયું ત્યારે ઘોડાએ કહ્યું:

"તારો આભાર માણસ. હવે તું મને જવા દઈ શકે છે."

"ના," માણસે કહ્યું. "હવે હું જાણું છું કે તું મારા માટે કેટલો ઉપયોગી બની શકે છે."

અને તેણે તેને જવા ન દીધો.



## બે દેડકાં

ગરમીને કારણે તળાવ અને કળણોવાળી જમીન સૂકાઈ ગયાં હતાં. બે દેડકાંઓ પાણીની શોધીમાં ગયાં. તેઓ કૂવાનાં કાંઠા પર કૂદી ગયાં અને ત્યાં વિચારતાં હતાં કે પાણીમાં કૂદી પડવું કે નહીં. નાના દેડકાએ કહ્યું:

"આપણે કૂદી પડવું જોઈએ. ત્યાં પાણી પુષ્કળ છે અને કોઈ પણ આપણને ત્યાં હેરાન નહીં કરે."

"ના," બીજા દેડકાએ કહ્યું. "અત્યારે તો તેમાં પુષ્કળ પાણી છે પણ જો તે સૂકાઈ જશે તો આપણે કદાપિ બહાર નહીં નીકળી શકીએ."



## વરુ અને ડુક્કર

માદા-વરુએ ડુક્કરને પૂછ્યું કે તે રાતભર તેની પાસે રોકાઈ શકતી હતી. ડુક્કરે તેને અંદર આવવા દીધી. વરુને નાનાં બચ્ચાં હતાં. ડુક્કરે પોતાના માટે જગ્યાની માંગણી કરી. માદા-વરુએ કહ્યું:

"મારા બચ્ચાં હજી બહુ નાનાં છે, થોડી રાહ જો."

"હું રાહ જોઈશ..." ડુક્કરે વિચાર્યું.

ઉનાળો વીતી ગયો અને ડુક્કરે ફરીથી પૂછ્યું.

"આમને હાથ લગાડવાની હિંમત ન કરતો," માદા-વરુએ કહ્યું. "અમે છ જણાં છીએ અને તારાં ટૂકડાં કરી નાંખીશું."





## બળદ અને દેડકો

બળદ તળાવ પાસે ગયો, જ્યાં બહુ દેડકાં હતાં. તેણે એક દેડકાને પગ નીચે ચગદી નાખ્યું. બાકીનાં પાણીમાં પાછાં કૂદી ગયાં. એક નાનકડો દેડકો પોતાની મા પાસે ગયો અને કહ્યું:

"અરે મા, મેં ભયંકર મોટું પ્રાણી આજે જોયું."

"શું, મારા કરતાં પણ મોટું?" તેની માએ પૂછ્યું.

"ઘણું વધારે મોટું."

મોટાં દેડકાએ પોતાની જાતને વધારે ફૂલાવીને કહ્યું:

"હવે પણ મારા કરતાં મોટું?"

"હા."

તેણે પોતાની જાતને પહેલાં કરતાં પણ વધારે ફૂલાવી.

"હજી વધારે મોટું?"

"હા, તું પોતાની જાતને આખી જિંદગીમાં બળદના જેટલા કદમાં નહીં ફૂલાવી શકે."

મોટા દેડકાએ મહાપ્રયત્ને બની શકે તેટલી પોતાની જાતને ફૂલાવી અને છેવટે તેની કાયા ફાટી પડી.



## ઝારની માંગણી કરનાર દેડકાંઓ

દેડકાંઓએ એકબીજાની સાથે ઝઘડવાનું શરૂ કર્યું પણ કોણ સાચું હતું તેનો નિર્ણય કરનાર કોઈ નહોતું. તેથી તેમણે ભગવાન પાસે તેમને આપવાની માંગણી કરી. ત્યારે તળાવ પરની ડાળી બનવા કાળે તૂટી અને પાણીમાં પડી. "આપણા માટે એ ઝાર છે." દેડકાંઓએ કહ્યું.

ડાળી કાદવમાં ફસાઈ ગઈ અને ત્યાં જ રહી ગઈ. દેડકાંઓ વધારે બહાદુર બન્યાં અને તરવા તથા કૂદવા લાગ્યાં. ડાળી શાંતિપૂર્વક ત્યાં ને ત્યાં જ પડી રહી. દેડકાંઓએ જોયું કે તેમને ઝાર શાંત હતો અને તેમના પર કોઈ ફેંસલો પ્રસારિત નહોતો કરતો તેથી તેમણે બીજા ઝારની માંગણી કરી. હવે બનવા જોગે તળાવ પરથી એક ક્રૌંચપક્ષી ઊડતું પસાર થઈ આવ્યું અને નીચે ઊતર્યું.

"આ છે સાચો જીવતો જાગતો ઝાર. તે આપણાં ઝઘડાંઓનો ફેંસલો કરશે." દેડકાંઓ બરાડી ઊઠયાં.

માત્ર જ્યારે ક્રૌંચપક્ષીઓ તેમને પકડવાનું અને એક પછી એક કરીને ખાવાનું શરૂ કર્યું ત્યારે તેમણે ઇચ્છયું કે પેલો શાંત ઝાર તેમને હતો તે હજી વધારે સારો હતો.



## વેપારી અને ચોરો

બે માણસો વેપારીની દુકાનમાં શાલ ખરીદવા ગયા. વેપારી પોતાના વેચવાના માલથી પાછળ ફર્યો. જ્યારે તેણે ફરીથી આગળ જોયું ત્યારે એક શાલ ત્યાં નહોતી રહી. વેપારીએ બે માણસોને રોકીને કહ્યું:

"તમારામાંથી એકે શાલ ચોરી છે."

એક માણસે સોગંદ ખાઈને કહ્યું કે તેને શાલ મળી નહોતી જ્યારે બીજા માણસે સોગંદ ખાધાં કે તેણે શાલ નહોતી લીધી.

"તો પછી તમે બંને ચોર છે!" વેપારીએ કહ્યું.

તેણે અટકળ કરી કે એકે શાલ લીધી હતી અને બીજાને આપી હતી. જે માણસે શાલ લીધી નહોતી તેની તેણે જડતી લીધી અને શાલ તેની પાસેથી મળી અને તે બંનેને મેજીસ્ટ્રેટ પાસે લઈ ગયો.



## સૂરજ અને પવન

સૂરજ અને પવન સાથે દલીલ કરી રહ્યો હતો કે કોણ એક માણસને પહેલાં નિર્વસ્ત્ર કરી શકતું હતું. પવને ફૂંકાઈને માણસના જાકીટને ખુલ્લું કરી નાંખ્યું અને તેની ટોપીમાં ભેરવી દીધું પણ માણસે સહેલાઈથી પોતાની ટોપી કસી લીધી અને જાકીટનાં બટણ બીડી દીધાં. આમ પવને તેને નિર્વસ્ત્ર ન કર્યો. હવે વારો સૂરજનો હતો. જેવો સૂરજ ધગધગતો તપ્યો કે તરત જ માણસે જાકીટનાં બટણ ખોલી નાંખ્યાં અને પોતાની ટોપી ઉતારી દીધી. ત્યારબાદ સૂરજ હજી વધારે તપ્યો અને માણસે ધીરેધીરે પોતાનાં બધાં વસ્ત્રો ઉતારી દીધાં.



# વાચકોને

આ પ્રકાશન વિશે આપને જરૂરી લાગે તે ટીકાટીપ્પણો તથ
સલાહસૂચનો આપ મોકલશો તો અમે આભારી થઈશું.

અમને આશા છે કે આપની માતૃભાષામાં રૂસી તથા સોવિયે
સાહિત્યનું વાંચન આપને અમારી જનતાની સંસ્કૃતિ અ
જીવનરીતિનો વધારે ઊંડો પરિચય મેળવવામાં સહાયભૂત થશે.

'રાદુગા' પ્રકાશન
ઝૂબોવ્સ્કી બૂલવર, ૧૭
મોસ્કો, સોવિયેત સંઘ